વખાણવાની તો વાતજ રહી, પણ ઉલટમા દાવ જોઇને વખોડી કાઢી, પણ જર્મનીના તત્ત્વજ્ઞ ફ્રેડરિક નીશ અને ભારતના બ્રહ્મજ્ઞ અરવિન્દ ઘોષ એ ઉભયના Superman પુરૂષોત્તમનુ આબેહુબ દર્શન કરાવની એવી તે વ્યક્તિ બીજી કોઇ નહિ પણ નૈષ્ઠિક બાલ બ્રહ્મચારી મહર્ષિ સ્વામી દયાનન્દ સરસ્વતી

પૂર્ણ બ્રહ્મચર્યના વીર્યવર્ચોમય દયાનન્દનુ કદાવર શરીર, શમ દમ સપન્ન મન યોગપ્રદીપ્ત આત્મા, સ્વાભાવિક સસ્કૃત શિક્ષણ, તપ, ત્યાગ, સયમ અને ભગીરથ જીવનકર્મ, કોઇ પણ વસ્તુ લ્યો અને સાથે ગાધીજીની પૂર્વોક્ત કબૂલાત તપાસો, છતા પણ જુઓ કે ઢીંગણા વામનજી ગાધીજી ( મારી વાત બાજુએ રાખો હુ તો તુચ્છ છુ ) એમ કહેતા છતા પહાડી સ્વામી દયાનંદ પર ખરૂ જોતા પોતાનાજ આદર્શ પર તા ૨૯-૫ ૨૪ના ' નવજીવન " ના **હિન્દુ-મુસલમાન** વાળા નામચીન લેખમા આક્ષેપ કરી પોતાની પૂર્વકથિત તુચ્છતાને ભૂલી ગયા છે કદાચ ચાર વર્ષમા પહેલાની માનેલી તુચ્છતા હવે મહત્તામા ફરી ગઇ હશે ' આ રહી તે મહત્તા – ' સ્વામી દયાનદ સરસ્વતી માટે મને અત્યત આદર છે હુ માનુછુ કે એમણે હિદુ ધર્મની ભારે સેવા બજાવી છે એમના શૂરાતન વિષે કોઇથી સવાલ કરાય એમજ નથી પણ એમણે પોતાના હિદુ ધર્મને સાકડો કરી નાખ્યો છે આર્યસમાજનો ગ્રથ સાહેબ ' સત્યાર્થ પ્રકાશ ' મે બે વાર વાચ્યો છે યેરવડા જેલમ નિવૃત્તિ હતી ત્યારે તેની ત્રણ નકલો મિત્રોએ મને મોકલેલી આવા મહાન સુધારકને હાથે લખાએલો

આટલો નિરાશા દાયક ગ્રંથ મે બીજો નથી જોયો એમણે સત્યની અને નર્યા સત્યની જ હિમાયત કરવાનો દાવો કર્યો છે પણ તેમ કરવા જતા તેમણે અજાણ્યે, જૈનધર્મ, બૌદ્ધધર્મ, ખ્રિસ્તીધર્મ અને ખુદ હિંદુધર્મના પણ અર્થના અનર્થો કર્યા છે જેને આ ધર્મોની છેક સામાન્ય પણ ઓળખાણ છે તે આ મહાન સુધારક કેવી ભૂલોમા સહેજે તણાયા છે એ સ્હેજે જોઇ શકે છે તેમણે દુનિયાપરના એક સૈથી વધારેમા વધારે સહનશીલ અને ઉદાર ધર્મને સાકડો કરી મૂકવાનો પ્રયત્ન કર્યો છે અને જો કે પોતે મૂર્તિભંજક હતા તો પણ સૂક્ષ્મમા સૂક્ષ્મ રૂપે મૂર્તિપૂજા સ્થાપવામા જ એમનો પ્રયત્ન પરિણમ્યો છે કારણ તેમણે વેદોના અક્ષરે અક્ષરને ઇશ્વર સ્વરૂપ બનાવી દીધો અને આજના જમાનામા વિજ્ઞાને કરેલી એકેએક શોધો વેદોમા મોજૂદ છે એમ સિદ્ધ કરવા મહેનત કરી ”

( નવજીવનનો વધારો તા ૨૯-૫-૨૪ )

ઉપલા ફકરામાના પહેલા ત્રણ વાક્યો તો આજકાલની પોલિટિકલ સભ્યતાના દેખાડાને અંગેજ લખાયા છે કોઇને ગાળ દેવા પહેલા બદનક્ષીમાથી બચવાની બાજી તરિકે તેને થોડુ મીઠુ ચોપડવાની ચાલ આજકાલ જાણીતી છે કોઇને ગધેડો કહેવા પહેલા તેને **ભલો** વિશેષણ પણ લગાડી દેવુ કે જેથી વિરોધ ઉઠતા કહી શકાય કે “ અરે ભાઇ, તું અસહિષ્ણુ થઇને વાધો લેછે પણ મારા **ભલા** શબ્દને કેમ ભૂલી જાય છે ? ” મહાત્માજીએ પણ આર્યસમાજનો દાત ઉખાડવા પહેલા કોકીનનુ

ઇન્જેકશન દેવાની કોશીશ કરી છે કે જેથી વિરોધ છોડેતા તરત લખવાની બારી મળી ગઇ કે – " મે આર્યસમાજની, તેના સસ્થાપકની જે સ્તુતિ કરી છે તેને કેમ ભૂલો છો ? "

( નવજીવન તા ૧૨-૬-૨૪ )

ગાધીજીએ દયાનદપર કરેલા આક્ષેપોનો ક્રમવાર રદિયો આપવામા આવે તે પહેલા ઉપર્યુક્ત " યગ ઇન્ડિયા " ના તા ૧૩-૪-૨૧ના લેખપરથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે સ્વામી દયાનદ જેવા તદ્દન પોતાની સ્વાભાવિક ભારતીય ભાષા, શિક્ષા તથા સભ્યતાથી ઘડાએલા તેમ શકર વગેરે આચાર્યોની માફક મૌલિક વૈદિક જ્ઞાન વિજ્ઞાનના પ્રચારક અને તિલક, ગાધીજી વગેરેની પહેલા દરેકે દરેક વાતમા ભારતીય સાચા જીવનના સચારકપર આ રીતે ટીકા કરવાની ગાધીજીની અધિકારચેષ્ટા કે યોગ્યતા છે કે ? ગાધી મહાત્માજીનો ઓરિસાવાળો એકવાર જોતા બેધડક કહી શકાય કે તે પોતાના અધિકાર અને યોગ્યતાની ઉપરવટ થયા છે આ વાતને વધારે વિસ્તારથ' સાબીત કરીએ

(૧) ગાધીજીની વર્ણાશ્રમી માન્યતાનુસાર સ્વામી દયાનદ સર્વોચ્ચ બ્રાહ્મણ કુળમા અવતરેલ છે અને જીદગીભર બ્રહ્મચારી સન્યાસી રહીને શુદ્ધ વૈદિક ધર્મ કર્મ ઉપદેશેલ છે જ્યારે ગાધીજી જન્મથીજ ત્રીજે દરજ્જે વૈશ્ય–વાણિયા છે અને અત્યાર સુધી પણ રાજદ્વારી–અર્થશાસ્ત્રીનુ જ કાર્ય કરે છે એક બીજાના જીવનની અને કર્મની ભૂમિકા જોતા ગાધીજીનો અનધિકાર ખુલ્લો છે

(૨) ગાધીજી પોતે બાળકપણુથીજ અગ્રેજી

કેળવણી અને તેની હડહડતી અસરથી ચેપી હતા અને
હજુ પણ છે, એટલે તેની વિચારપરંપરા દૂષિત
હોયજ, જ્યારે દયાનંદને તો તેનો લગિરે ચેપ ન
હોતો એટલે તેના જ્ઞાન વિજ્ઞાનની મૌલિકતા સર્વથા
સ્વાભાવિક અને ભારતના આત્માને અનુરૂપ જ હોય
એ અર્થાપત્તિથી સિદ્ધ થઇ જાય છે આવી સ્થિતિમાં
ગાંધીજીની દયાનંદપર ટીકા કવિ કાલિદાસના
કથનાનુસાર **उद्बाहुरिव वामन** ની ઉપહાસ્યતા
રૂપ લેખાય જો ગાંધીજીએ પોતાના આદર્શને અનુકૂલ
દયાનંદ જેવું સ્વાભાવિક શિક્ષણ લીધું હત તો ગાંધીજી
દયાનંદમાં કાંઇ ઓરજ જોઇ શક્યા હત અને તેના
અયોગ્ય ટીકાકારને બદલે પરમ ભક્ત થઇ રહ્યા હત
પણ આ તો અંગ્રેજી કેળવણીનો રાહુ વેદના સૂર્યને
ક્યાંથી જોઈ શકે ?

( ૩ ) ભારતવર્ષના વર્ણાશ્રમની મર્યાદા પૂર્વક
અખંડ બ્રહ્મચર્ય વ્રત પાળી, સાથે યોગસાધનથી
હૃષ્ટ પુષ્ટ શરીર અને મન ( Sound body and
sound mind) કેળવી, ગુરૂપરંપરાનો નિયમ
જાળવી દયાનંદે લૌકિક તથા વૈદિક સંસ્કૃત ભાષા તથા
ધર્મ સિદ્ધાન્તોનો યાવજ્જીવન અભ્યાસ કર્યો અને
ત્યારબાદ તેનું તત્ત્વ વિશ્વસમક્ષ મૂક્યું જગતના યુગ
યુગના આચાર્યો તથા પેગંબરો જે રીતે કરતા
આવ્યા છે તેજ રીતે વિશ્વના વિચારકો સાથે પોતાના
સુનિશ્ચિત સત્ય બધે વાદવિવાદ, ચર્ચા અને શાસ્ત્રાર્થ
કર્યા અને તદનુરૂપ લેખો યથા વ્યાખ્યાનો કર્યા પણ
તેના ઓગણીસમી સદીના એક મહાચાર્યના ટીકાકાર
ગાંધીજીનું શું ? લૌકિક સંસ્કૃત ભાષાનું પણ તેને કદાચ

કિંચિત્ જ્ઞાન હોય પણ વેદોની યૌગિક ભાષા અને તેના આર્ષ તત્ત્વોનો તો તેને કેટલો અભ્યાસ છે એ વિશ્વવિદિત છે બહુમા બહુ તો વેદ મબધે તેણે તેની તેવી ચોપી અગ્રેજી મારફતે થોડુ ઘણુ જાણ્યુ હોય પણ એ તો કમળાની આખે વસ્તુ દર્શન કરવા જેવુ થયુ છતા સ્વામી દયાનન્દના સત્યાર્થ પ્રકાશનેજ નહિ પણ તેના જીવન ભરના ફળ રૂપ વેદ ભાષ્યોને પણ હસી કાઢવાની ગાધીજીની મહાત્મચેષ્ટા શુ ઠીગુજી ( Pigmy ) ન ગણાય ?

જરૂર ગણાય છતા આ વામન મહાત્માજીએ સ્વામી દયાનદના વિચાર તથા તેના કાર્યરૂપ આર્ય-સમાજ વૃક્ષ પર કુતર્કનો કુઠારાઘાત શા માટે કર્યો ? એક ચકોર આર્ય તેનો ઉત્તર આ રીતે આપી શકે

( ૧ ) **સ્વ-અનન્યતા** એટલે કે પોતાના કક્ષા સિવાય બીજી સ્વતત્ર સચાલક શક્તિને ઉતારી પાડવાની મહાત્માજીની પ્રગલ્ભતા ગાધીજી જોઇ શક્યા હતા કે સ્વામી દયાનદ સ્થાપિત આર્યસમાજના જીવિત જાગ્રત સ્વરૂપની હયાતીમા માત્ર રેટિયા શબ્દ સિવાય બીજો એકે એવો પેગામ નથી કે જેને તે મૌલિક પણે પોતાના પેગામ તરીકે મનાવી શકે કેમકે દેશોન્નતિનુ કોઇપણ સૂત્ર લ્યો ગાધીજીની પહેલા આદ્ય દ્રષ્ટા રૂપે દયાનદે અને પછી આર્યસમાજે તેને તેના રચનાત્મક કાર્યમા લઇજ લીધેલુ આવા પ્રચડ વ્યક્તિત્વ સામે મહાત્માજીનો અનન્ય અબાધિત જય જયકાર શી રીતે જાળવી શકાય ? કલમને છાબડે સમાજ સૂર્યને ઢાકવાથી !

( ૨ ) **તેજોદ્વેષ.** અર્થાત્ સૂર્ય સમાન તેજસ્વી તપસ્વી બાલબ્રહ્મચારી દયાનંદના પ્રચંડ વીર્યવર્ચસૂને જોઇ કે જીરવી શકવા ગાંધીજીની નબળી કાયા તથા ચંચળ મનોમાયાની અક્ષમતા ઘણીવાર અંધકારની જેમ સૂર્યનું તીવ્ર તેજોદર્શન પણ માણસને ઝાંખવી પાડે છે આદિત્ય બ્રહ્મચારી દયાનંદ નામધેય ગાંધીજીનું લગભગ તેમજ થયુ છે નહિ તો તેના સુધારકને મહાન્ કહેતા છતા પણ ગાંધીજી આટલા નિરાશાંધ-કારમા ન પડે

( ૩ ) **Prejudice–કુશંકા.** જો કે ગાંધીજી શબ્દોમા ઇનકાર કરે છે પણ દક્ષિણ આફ્રિકામાથીજ દયાનંદ તથા આર્યસમાજ તરફ તેનો દુર્ભાવ પ્રકટ થઇ ચુક્યો હતો મુસલમાન મારફતજ ગાંધીજી હિંદથી આફ્રિકા ગયા, ત્યા તેઓની વિશેષ વકીલાત, તેઓનુ જ મજબૂત વાતાવરણ, તેઓનાજ આહાર ઓડકાર એટલે કુદરતી મનોવૃત્તિ તન્મયજ બંધાય અને તેથી સ્વામી દયાનંદ અને તેના લખેલા ચૌદમા સમુલ્લાસને લઇને આખો સત્યાર્થ પ્રકાશ નિરાશામય દેખાય અને મુસલમાનો સામે આર્ય સમાજ વગોવાય તેમા નવાઇ નથી ભીષ્મ જેવાને પણ તેવુ જ કારણ ધાર્તરાષ્ટ્રોનો પક્ષ લેવરાવી રહ્યુ હતુ બાકી યેરવડા જેલમાજ સત્યાર્થ પ્રકાશને કે સ્વામી દયાનંદને પ્રથમ સમજવાનો અવસર ગાંધીજીને મળ્યો એ માની શકાય તેવી વાત નથી દક્ષિણ આફ્રિકામાથીજ મનમા તો ધુંધવાતુ હતુ અને થોડુ ઘણુ પોતે ત્યા પણ પ્રકાશ્યુ હતુ છતા તે વખતે તે અનેકોના એટલા બધા **મહાત્મા,** અનેકોના પેગંબર કે અનેકોના ઇશ્વરાવતાર

પરાણે નહોતા મનાયા અને તેથી તેટલી હિંમત લાવી શકતા નહોતા પણ અહીં આવ્યા બાદ ધીમેધીમે આ બધી જુદી જુદી વિભૂતિઓનો ઇનકાર કરતે પણ પરાણે સ્વીકાર થઇ જવા બાદ લાગ આવતા પોતાના પરધર્મી પચરંગી ભક્ત મંડળને મનોભાવા

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्**

એ અવતારી ચરિતાર્થતાનો સપાટો સ્વધર્મી દયાનંદ અને આર્યોપર લગાવી ગીતા ભાનને સાર્થક કર્યો

**( ૪ ) દીવાની દાઝે કેડિયાનાં બટકા.**

બારડોલીને વખતે ચૌરાચૌરીના બનાવથીજ અને પોતાના જેલમાં જવાબાદ કહેવાતા અસહકારની શી વલે થઇ અને ખલીફાતની ખીલી ખુદ મહમદી ટર્કીએજ ઉખાડી નાખ્યા બાદ મુસલમાનોએ 'શેતાની સરકાર' ઉપરની દાઝ પોતાનાજ હમદર્દી દેશી હિંદુભાઇ બ્હેનોપર મલબાર, મુલતાન, સહારનપુર વગેરે સ્થાનોમા કેવા કેવા ઘોર અત્યાચારો કરી કાઢી એ બધું જોઇ જાણીને પણ મુસલમાનોને તો પક્ષપાતથી કહેવાય નહિ તેમ કહેવાની હિંમત પણ કરી શકાય નહિ એટલે એકતા ને અહિંસાની પેગંબરીની આડમા બધી ઓળઘોળ સ્વામી દયાનંદ અને આર્યસમાજની પ્રવૃત્તિપર ઉતારી નાખી ! ! જાણે કે શુદ્ધિને સંગઠન બંનુ આર્યસમાજનુ અને સ્વામી શ્રદ્ધાનંદનુ જ કામ છે ! ! એ સબંધે હિંદુ મહાસભા અને માલવીયાજીને માટે તો જાણે કે ગાધીજી ચાણક્ય સુપજ પકડી બેસે છે ! હોય એમ કર્યા વિના કાઇ જયજયકાર ભરી પોલિટિકલ લીડરી થોડી લાબી ટકી

શકે છે ? શુ ગાધીજી નહોતા જાણતા કે હિ દુશુદ્ધિ-
સભા અને હિ દુ સગઠનચાલી રહેલ છે ન કે આર્ય
શુદ્ધિસભા કે આર્ય સગઠન ? છતા ગાધીજીએ જાણી
જોઇને આખ આડા કાન કરી દયાનદ તથા આર્ય-
સમાજની પ્રવૃત્તિને જ ઉતારી પાડી છે તો અહીં
જણાવી દેવુ જરૂરી છે કે હિ દુમુસલમાનોના હુલ્લડ,
તોફાન અને ખુના મરકીના કારણ રૂપ સ્વામી
દયાનદ, આર્યસમાજ અને તેની શુદ્ધિ ક્રિયા વગેરે
નથી જ સ્વામી દયાનદના અને આર્યસમાજના
જીવન પ્રચારને આજે લગભગ પચાસ વર્ષ થઇ જવા
આવ્યા તેનો કિમત ભર્યો છતા શાત, અહિ સક,
નિર્દોષ ઇતિહાસ વિશ્વ સમક્ષ મોજૂદ છે ગાધીજીની
સામે ( ચેલેન્જ ) આહ્વાન છે કે આર્યસમાજના
પચાસ વર્ષના ગમે તેવા ભારીમા ભારી મનાતા ખડન
મડનાત્મક પ્રચારને લઇને પણ કદી એકે કોમી હુલ્લડ,
તોફાન કે ખુનામરકી ગાધીજી બતાવી શકે છે ?
ગાધીજીના મહાત્મ્યપ્રાકટય પહેલા વટચેલા તો શુ
પણ અબ્દુલગફુર જેવા કઇ જન્મના મુસલમાન તથા
મૈયદો ધર્મપાળ, સત્યદેવ, અને ધર્મદેવ રૂપે પજાબ
જેવા કટ્ટર મુસલમાનોના પ્રાતમા હજારો મુસલમાનોની
હાજરીની વચ્ચે શુદ્ધ થઇ આર્યસમાજમા ભળ્યા,
મ્હોટા મ્હોટા શાસ્ત્રાર્થો કર્યા, આપસ આપસમા
ખૂબ લેખો ચર્ચાઓ થઇ પણ આર્યસમાજના પ્રચારને
નામે કદી પણ કોઇ મદિર કે મસ્જીદને નુકસાન પુગ્યુ નથી
કોઇ માત ત્રુટીફુટી નથી કોઇ હુલ્લડ તોફાન કે
ખુન ખરાબી થઇ નથી સ્વામી દયાનદે પોતાને હાથે
શુદ્ધિ કરી છે મુસલમાન અધિકારીના કપાઉંડમા

દયાનદના મુસલમાન ધર્મ સબધી વ્યાખ્યાનો થયા છે, અને સત્યાર્થ પ્રકાશનો ચૌદમો સમુલ્લાસ–મુસલમાન મત સમીક્ષા છપાઈને દયાનદ વર્ષો સુધી જીવ્યા છે ને ઇસ્લામ કે પેગબર વિષે ઉચિત આલોચનાઓ કરી છે પણ કદી કોઇ ભયકર બનાવ બન્યો નથી, એટલુજ નહિ પણ ઉલટા તે કાળના મુસલમાનોના સર્વ માન્ય **સર સૈયદ અહમ્મદ** જેવા મુસલમાન તથા **રેવરંડ સ્કોટ** જેવા બીશપ સ્વામી દયાનદના પરમ મિત્રો–ભકતો હતા અને તેને એક મહાન માનવધર્મ પ્રચારક માનતા હતા

આ રીતે સ્વામી દયાનદ તથા આર્યસમાજની પચાસ વર્ષની કારકીર્દી ઉજળા દીવા જેવી શુદ્ધ, અહિસક તથા શાન્તિ પ્રકાશક છે છતા ગાધીજી પોતે ચલાવેલા અસહકાર અને ખીલાફતને લઇને ઉભી થએલી વર્તમાન મુશ્કેલીઓનો ટોપલો દયાનદ તથા આર્યસમાજ ઉપર ફેંકે એ ખરી હકીકતનુ ખૂન છે બાકી સમજદાર પ્રજા તો ખુલ્લુ જોઇ શકે છે કે ગમે તેવી અહિસા અને એકતાની લગામ પોતાના હાથમા પકડી રાખવાની વાત છતા ગાધીજીએ કાબુ ખોયો છે તેની ન્હાની સૂની અસહકારી–ખીલાફતી કારકીર્દી અને દેખરેખમાજ કોમી હુલ્લડો અને ખુલ્લા અત્યાચારોને ફાટી નીકળવાનુ કારણ મળ્યુ છે અહિસાની આની પેગબરી દરમિયાન જે ઘોર હિસાઓ રાજા પ્રજા ઉભય પક્ષે પ્રવર્તી છે તેનો છાટો પણ સ્વામી દયાનદ તથા આર્યસમાજની લાબી કારકીર્દી પછી ગાધીજી તેને ગમે તેવી

અસહિષ્ણુ કહે તેમા કદી પ્રવર્તી છે ? ઇતિહાસ સામે છે હાથ ક કણુને આરસીની જરૂર નથી આર્ય સમાજના સ્થાપક દયાનદપર તેના ધર્મ પ્રચાર દરમિયાન ઇટો, પથરાઓ અને અપમાનોનો અસહ્ય માર પડ્યો અન્ય ધર્માચાર્યો તરફથી કઇવાર ઝેર અપાયા આ બધા અપરાધીઓ જાહેર થઇ શકયા હતા અને દડાય તેમ હતા છતા દયાનદ પોતાના અસીમ ધૈર્ય અને યોગીને છાજતી સહનશીલવૃત્તિથી હમીને કહેતો કે " હુ દુનિયાને છોડાવવા આવ્યો છુ ન કે બધનમા નાખવા કે દડવા " પોતાને છેવટે ઝેર દેનારને પણ પૈસા આપી ચુપચુપ ચાલ્યા જવા સલાહ આપી જવા દીધો છતા ગાધીજીએ આવા સત દયાનદને પણ અસહિષ્ણુ તરિકે ગણ્યો છે ! સ્વામી દયાનદની ભાષામા કઇક દેશની પરિસ્થિતિપર પરિતાપ તથા પાખડીઓપર કટાક્ષ કે મજાક જરૂર છે પણ ક્રોધ કે આવેશનુ નામોનિશાન નથી વ્યક્તિગત વિતડા જેવુ તો છેજ નહિ ત્યાર બાદ પ લેખરામ, પ તુલસીરામ તથા હમણા હમણામાય જમ્મુ પ્રાતમા પ રામચદ્ર જેવાને મુસલમનો વગેરે એ જીવતા ને જીવતા કાપી નાખ્યા છે છતા સ્વામી દયાનદના ભક્તો આર્યસમાજીઓ-એ કદી મગજનુ સમતોલપણુ ખોયુ એવુ કાઇ પ્રમાણ છે ? સરકાર, દેશીરાજ્યો તથા જુદી જુદી કોમો તરફથી અનેકવાર આર્યસમાજીઓની અસહ્ય સતામણી થઇ છે પણ આર્યોએ સામો બદલો વાળ્યો નથી ગાધીજી જે અહિંસાની ઉચ્ચ કોટિ કહે છે તે સ્વામી દયાનદે તથા તેના અનુયાયીઓએ બહાદુરી

પ્રક પાળી છે એ ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે હા, આર્યો ધીર છે છતા જરૂર તે તીર પણ છે સહનશીલ છે તેની સાથે વૃત્તિશીલ પણ છે મંગલ છે છતા કાયર નથી અને તેથી ગુડાઓની સામે કદી ઉદ્દડ અને પ્રચડ પણ છે અને તેટલી આવશ્યકતા તો મહાત્માજી પણ માને છે પછી કયા કારણથી આર્ય-સમાજને અસહિષ્ણુતાનો શિરપાવ આપે છે!

વળી એ પણ જોવાનુ છે કે પજાબ અને મયુક્તપ્રાત કે જ્યા મુસલમાનોનુ પ્રબલ જોર છે ત્યાજ સ્વામી દયાનદ અને આર્યસમાજ ફૂલ્યા ફાલ્યા છે તેજ દેખાડી આપે છે કે સ્વામી દયાનદના આર્ય-સમાજમા મુસલમાનોની પર આક્રોહનામા જીવવા વધવાનુ શરૂર છે—બળ છે જો તેમ ન હત અને ગાધીજી કહે છે તેમજ હત તો તો સ્વામી દયાનદ અને આર્યસમાજનુ તેના વિરોધીઓની વચ્ચે નામો નિશાનય ન ટકત કેમકે આર્યસમાજીઓની સખ્યા એટલે ઘઉંમા કાકરા જેટલી અને તેમા એવી શ્રીગા મસ્તી, અસહિષ્ણુતા કે અયોગ્યતા હત તો કયારના પીસાઇ ગયા હત પણ આ લેખના લેખકે લાહોર વગેરે મુસલમાનોના ગઢરૂપ શહેરમા જાતે જોયુ છે કે આર્યસમાજના ઉત્સવોને વખતે મુસલમાનભાઇઓએ આર્યોની ભજનમડળીઓને પોતાના લતાઓમા બોલાવેલ છે, હોશથી ભજનો ગવરાવેલ છે અને જે સ્વામી શ્રદ્ધાનદને ગાધીજી ચોખ્ખા ભયસ્વરૂપ માને છે તેની આગેવાની નીચે ચાલતા આર્યસમૂહ (Procession) પર મુસલમાનભાઇઓએ ફૂલોની

વૃષ્ટિ કરી છે અને આગેવાનોને પુષ્પમાળાઓથી સત્કાર્યા છે મતલબ કે સ્વામી દયાનંદ તથા આર્ય-સમાજના હૈતીપ્રભાવે તો હિંદુ મુસલમાનોમાં પરસ્પર સહિષ્ણુતા, શાંતભાવે શાસ્ત્રચર્ચા તથા ખૂબ માહ્યચર્યભાવ પ્રકટયા હતા પણ પાછળથી ગાંધીજીની બાનિષ્ટરીની અદીર્ઘ દૃષ્ટિ, એકતરફી ડીક્રી, મુસલમાનોની ધમાંધતાની પણ ખુશામત અને ખીલાફતગીરીએ મુસલમાનોમાં રહેલી ગુંડાગીરીને પ્રત્યાઘાત આપ્યો અને તેથી ઉલટું આર્યસમાજે મહામહેનતે જે બનાવ્યું હતું તે બગડી ગયું અને દાઝયાપર ડામની માફક ઉલટા ગાંધીજી સમાજનેજ ગળે પડયા મુસલમાનો તરફની ગાંધીજીની વધારે પડતી વલણ અને તેમાંથી નીપજતા ભયની સાવચેતી આર્યસમાજના કટ્ટર વિરોધી હિંદુઓએ પણ ગાંધીજીને આપી હતી અને અત્યારે **લાલાલજપતરાય** જેવા ગાંધીજીના ભક્ત પણ તેમ કહી રહ્યા છે આ રીતે ગાંધીજીએ ચડાવેલા વ્હોતાનમાંથી દયાનંદને તથા પોતાને યથાર્થ મનાવવા ભિન્નભિન્ન પ્રાન્તોના હજારો આર્યોએ યુક્તિ પ્રયુક્તિ તથા શાસ્ત્ર દૃષ્ટિથી અપીલ કરી પોતાના શબ્દો પાછા તપાસી ફેરવવા ગાંધીજીને વિનતિ કરી પણ "મો તમારીગમદુહાઇ એક માફ ઉ ઉ" માંથી સત્યાગ્રહી ગાંધીજી ન તે નજ ટળ્યા દાસ, નેહરૂ કે બીટ માતાજીના ચરણમાં માથું નમાવાય કેમકે અગ્રેજી કેળવણીના સમાન ચેપી રોગી એટલે **સમાનशीले व्यसनेषु सख्यम्** ને ગમે તે સત્યને ભોગે સધાય પણ અશુદ્ધ ભારતીય સંસ્કૃતિમય સ્વામી

દયાનંદ અને તે પણ અત્યારે મૃત એટલે છૂટ તેની શી પરવા ? વળી ' મહાત્મા ગાંધીજીની જય જય " ના ક્લિત આપી ધ્વનિની સામે ગરીબ અલ્પ સંખ્યાક આર્યસમાજીઓની પીપોડીની કોંગ્રેસના સ્વયંસિદ્ધ પ્રમુખને કાને શાની પહોંચ હોય ? " તેઓથી તમાચો હોડ અને તેના સામે ગાલ લાલ પણ કરો કે મીમડાગી પણ કાઢો તો કાઢો અને અસહિષ્ણુ કહી ઉલટા વગોવું " આ અ ... પ્રામાણિક પ્રોટેસ્ટનો ... હવે જ્યારે આ રીતે મહાત્માજીએ આર્યસમાજીઓની લાગણી તથા માગણીને હોડ મારીને પોતાનો ... કાયમજ રાખ્યો છે અને " થોડીજ મુદતમા માગ નિર્ણયોના ટેનામા સત્યાર્થપ્રકાશમાના ફકરાઓ રજુ કરવાની હુ ઉમેદ રાખુ છુ " એમ તા ૧૨- -૨૪ ના નવજીવનમા પ્રતિજ્ઞા કર્યા છતા હજુ સુધી તે પ્રતિજ્ઞાપાલન કરવામા ઉપેક્ષા રાખી છે ત્યારે સ્વ મીશ્રી દયાનંદની શતાબ્દી પ્રસંગે તેમનાપર કરેલા આક્ષેપોનો યથાશક્તિ યથામતિ પુરતો રદિયો આપી ઋષિઋણમાથી મુક્ત થવાના અને ગાંધીજીની સાથે બીજા જિજ્ઞાસુઓના મનનુ સમાધાન કરવાના શુભ હેતુથી હવે ઉત્તરાર્ધ આરંભુ છુ.

મહાત્માજીએ લખ્યુ છે – ' સ્વામી દયાનંદ માટે મને અત્યંત આદર છે એમણે હિંદુધર્મની ભારે સેવા બજાવી છે પણ એમણે પોતાના હિંદુ-ધર્મને સાકડો કરી નાખ્યો છે " વારૂ શુ પોતાના હિંદુધર્મને સાકડો કરી મૂકી એમણે હિંદુધર્મની ભારે

મેવા બનાવી છે ? અને એટલા માટે મહાત્માજીને સ્વામી દયાનંદ માટે અત્યંત આદર છે ? ગાંધીજીએ અહીં **प्रथमग्रासे मक्षिकापात** જેવું કર્યું છે એકી સાથે વિરોધી વાક્યોથી **वदतोव्याघात** દોષ વ્હોર્યો છે ! ઠીક ચાલો આપણે ગાંધીજીના બાબા વાક્યની પડતાલ કરીએ બાબાવાક્ય એટલા માટે કે ગાંધીજીએ જીંદગીભર બાહોશી કરી છે ઠીક અહીં કોઇ યુક્તિ પ્રમાણ આપવાની તકલીફ લીધી નથી ગાંધીજી કદાચ પોતાના મહાત્મ્યથી એમ માનતા લાગે છે કે " હું કહું છું માટેજ બસ છે મારા વચનને અન્ય પ્રમાણોની જરૂર ન હોય હું સ્વત પ્રમાણ રૂપજ છું કેમકે હજારો લોકો માને છે, મારી બોલાવે છે પછી મારા ના વચનમાં શંકા શી ?" પણ **लक्षणप्रमाणाभ्यां वस्तुसिद्धि ननु प्रतिज्ञामात्रेण** તો પછી સ્વામી દયાનંદે શી રીતે પોતાના ધર્મને સાંકડો કરી નાખ્યો છે ? સાંકડાપણાનું લક્ષણ શું ? પણ આનો ઉત્તર આપવામાં તો ગાંધીજી રોજનું મૌનવ્રત લઇ બેઠા એટલે લાચાર બાકી દયાનંદે તો પોતાના ઇશ્વરને તથા તેના વેદધર્મને **यथेमां वाचं कल्याणीम्** શ્રુતિથી સાર્વભૌમ અર્થાત્ કોઇ પણ દેશ કે કોમની સંગ સિવાય, ઊંચ નીચના બનાવટી ભેદોને નકારી, માનવ જાતિની ધર્મૈકતા-આત્મકતા સાધવા ઉપદેશ્યો છે, અને તેમ કરવા આર્યસમાજ સ્થાપ્યો છે આ રહ્યા તેના તેવા નિયમો —

( ૩ ) " વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે,

વેદનુ ભણવુ ભણાવવુ અને સાભળવુ સભળાવવુ એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે "

( ૬ ) "સસારનો ઉપકાર કરવા એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે "

( ૭ ) "સર્વ સાથે પ્રીતિ પૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવુ જોઇએ "

જેને સહજ પણ બુદ્ધિ છે તેને આ નિયમો પરથીજ આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનદની ધાર્મિક ઉદારતા, વિશાળતા અને વિશ્વ બધુતા સમજાઇ શકે તેમ છે બાકી તો આખ પર દુર્ભાવનો ગઢુ ચડાવીને સૂર્યને જોઇએ તો તેમાથી પણ ધાબાજ દેખાય દયાનદે આર્ય-હિદુધર્મને કેટલો વિશાળ, ઉદાર અને માનવ માત્ર ગ્રાહ્ય બનાવ્યો છે તે બતાવતા કેટલાક યુરોપ અમેરિકાના અને અહીંના હિદુમુસલમાન વિદ્વાનોના અભિપ્રાયો ટાકુ છુ —

અમેરિકાનો પ્રસિદ્ધ તત્વજ્ઞ યોગીસમો એંડ્રો જેકસન ડેવિસ કહે છે —

" I behold a fire that is universal, the fire of infinite love which burneth to destroy all hate, which dissolveth all things to their purrification To restore primitive Aryan religion to its first pure state was the fire in the furnace called " Aryasamaj ' which started and burned brightly in the bosom of that

inspired Son of God in India, Dayanand Sarswati. Hindoos and Moslems ran together to extinguish the consuming fire and Christians too, joined Moslem and Hindoo in their efforts to extinguish the new light of Asia But the Hevenly fire increased and propagated itself

I rejoice exceedingly and I take hold of life with an enkindling enthusiasm "

અર્થાત્ "મને એક આગ દેખાય છે કે જે સાર્વભૌમ છે અસીમ પ્રેમનો અગ્નિ કે જે સઘળા દ્વેષને બાળી રહ્યા છે અને સઘળા પદાર્થોને પવિત્રતામા લાવી રહ્યો છે મૌલિક આર્યધર્મને તેની મળ પવિત્ર દશામા લાવવાને માટે આર્યસમાજ નામની ભઠ્ઠીમા તે આગ પ્રકટ થઇ, જે ભારતમા પ્રભુના પ્રેરિત પુત્ર દયાનંદ સરસ્વતીના હૃદયમા ખુબ સળગી રહી હતી સૌને ઝડપી લેતી આ આગને ઓલવવાને માટે હિંદુઓ અને મુસલમાનો ભગા દોડયા ' અને ઇસાઇયો પણ એશિયાના આ નવા પ્રકાશને ઓલવવાને માટે હિંદુ મુસલમાન સાથે જોડાયા પણ આ ઇશ્વરીય દિવ્ય આગ ઉલટી વધતી ચાલી અને પોતાની મેળે બધે ફેલાઇ ગઇ હુ બહુજ ખુશ થાઉ છુ અને પ્રજ્વલિત ઉત્સાહથી ચેતના મેળવી રહ્યો છુ "

## Pro. F. Max Muller

"He initiated a great reform of Brahmanism and seems to have been a liberal-minded man"

## ભટ્ટ મોક્ષ મુલર

"તેણે (દયાનંદે) બ્રાહ્મણધર્મમા મહાન્ સુધારો દાખલ કર્યો અને ઉદાર દિલનો માણુસ હતો"

## Dr. Annie Besant.

Mrs Blavatsky wrote of the great Hindu with intense admiration, and Colonel Olcott paid him, in the Theosophist, perhaps the finest tribute of all that were paid on his passing away, recognising in him the noblest of patriots . .

(India a nation)

## ડા. એની બીસંટ.

આ મહાન્ હિંદુ (દયાનંદ) ના મૃત્યુ પર શ્રીમતી બ્લેવેટસ્કીએ ઘણાજ ભક્તિભાવ પૂર્વક લખ્યુ છે અને કર્નલ ઓલ્કોટે 'થીઓસોફીસ્ટપત્ર' મા સૌથી વધારે પ્રશસા કરી છે, અને દયાનંદને ઉચ્ચ કોટિનો દેશભક્ત ગણ્યો છે'

(ભારત એક પ્રજા)

Its influence on the life of Northern India has been and is great, and it has been a potent source of

Independeuce of mind and Character, of a broad and liberal interpretation of Hinduism, of a bold assertion of the value of Hindu Culture and self-sufficiency and thereby has contributed greatly to the building of Indian nationality "

(India a nation)

"ઉત્તર હિંદુસ્થાનપર આર્યસમાજની લાગવગ મ્હોટા પ્રમાણમા થઇ છે, અને આચાર વિચારની સ્વતંત્રતાનુ હિંદુધર્મના વિશાળ અને ઉદાર ભાવનુ તથા હિંદુ સંસ્કૃતિ અને આત્મગૌરવનુ તે પ્રબળ કારણ બનેલ છે એટલા માટે હિંદી પ્રજાકીયતાને ઘડવામા તેણે મહાન્ હિસ્સો આપ્યો છે

(ભારત એક પ્રજા)

"In a word the tendency of this great man's work was all in the right direction and likely to prove a blessing for his country and countrymen, This man was Pandit Dayanand Sarswati Swami founder of the Aryasamaj "

(Tne Pioneer of 30 December, 1879)

"એક શબ્દમા કહેતા આ મહા પુરૂષના કાર્યનુ વલણ, બધીરીતે યોગ્ય દિશામા હતુ અને તેના દેશ તથા દેશભાઇઓને માટે આશીર્વાદ રૂપ હતુ.

આ પુરૂષ તે આર્યસમાજના સ્થાપક પંડિત સ્વામી દયાનંદ સરસ્વતી ”

(પાયોનિયર ૭૦ ડીસેમ્બર ૧૮૭૯)

**Sir Syed Ahamad**

‘ We were intimate with the lete Swami and always venerated him extremely He was such a learned and good man that he merited veneration at the hands of followers of all religions ’

“ મરહુમ સ્વામી દયાનંદ સાથે મારો ગાઢ પરિચય હતો, અને હું તેને હમેશા અતિ આદરથી માનતો તે એટલા બધા વિદ્વાન અને ભલા હતા કે સઘળા ધર્મના અનુયાયીઓને હાથે તે સન્માન પામતા ”

( સર સૈયદ અહમદ )

આ સિવાય બીજા અનેક પ્રમાણો છે પણ વિસ્તારભયથી આટલેથીજ બતાવવું બસ થશે કે જ્યારે જન્મથી વિધર્મી અને વિદેશી લોકો સ્વામી દયાનંદના જીવનધર્મને તથા તેના આર્યસમાજના ચેતનને ઉદાર, વિશાળ, જગદુદ્ધારક અને વિશ્વ-વ્યાપક વિભૂતિ સનજી તેની મંગલ આરતી ઉતારે ત્યારે એકજ કાઠિયાવાડ દેશના અને સમાન ધર્મના ગણાતા મહાત્મા ગાંધીજી પોતાની નજરે આમ અવળુ–સાકડુ જુએ, અરેઉલટમા દયાનદના નામ તથા તેના આર્યસમાજ કામને ભયકર, નુકસાનકારક

સંકુચિત, નાજયાબોગ અને દેશને અનર્થકારક સમજી બદનામ કરે એ તો દુધમાથી પુરા કહાવાનુજ ડહાપણ ગણાય છતા ચાલો ત્યારે હવે આપણે ગાંધીજીનાજ એ હિંદુધર્મની વિશાળતા અને ઉદારતાને ઉકેલીએ કે જેને દયાનંદે સંકુચિત કરેલ છે ! !

(૧) "Hinduism" says sir Alfred Lyall in his Asiatic studies Part I "is a matters of birthright and inheritadce A man does not become a Hindu, but is born into Hinduism"

સર આલ્ફ્રેડ લાયલ કહે છે કે —

'હિંદુપણુ એ જન્મ અને વારસાનો વિષય છે એક માણસ હિંદુ થતો નથી પણ હિંદુપણાથી જન્મે છે' આ રીતે હિંદુસમાજ એક નિત્ય ક્ષય પામતી સત્તા હતી બહારના સબળા આગતુક સામે બંધ બારવાળી એવી એકલપેટી સંસ્થા હતી મુસલમાન ક્રિશ્ચયન વગેરે પરકોમોને યવન-મ્લેચ્છ વગેરે અપશબ્દોથી વગોવતી હતી અને તેઓને માટે અંત્યજોની માફક હિંદુમંદિર તથા દેવદર્શન બંધજ હતા અને હજુપણ બંધુ જેવુજ છે લાલાલજપતરાયના શબ્દોમા "Swami Dayanand broke that charm and unbarred the closed doors" સ્વામી દયાનંદે તે જાદુ તોડી નાખ્યુ અને બંધ દરવાજાને ઉઘાડી નાખ્યા કદાચ ગાંધીજીના ઉપલા હિંદુધર્મને આ રીતે દયાનંદે સાંકડો કરી નાખ્યો હશે !

(૨) પરધર્મી કે પરકોમ તો ઠીક પણ જૈનીઓ અને હિંદુઓ વચ્ચે પણ એજ કુસંપ કલેશની મારા—

મારી હતી અને છે

"हस्तिना ताडयमानोऽपि न गच्छेज्जैन मन्दिरम् ।"

"હાથી મારી નાખે તે ભલે પણ જૈનમદિરમા કોઇએ ન જવુ" આટલે સુધી વિખવાદ અને અસહિષ્ણુતાની ભાવના જૈન સાહિત્યમા પણ હિદુ દેવી દેવતાઓ માટે તેવોજ તિરસ્કાર બતાવાયો છે સ્વામી દયાનદે હિદુ અને જૈન સૌને માન્ય એવુ આર્યનામ આપી પરસ્પર વિખવાદ ટાળવા કોશીશ કરી આમા કોણ સાકડુ અને કોણ ઉદાર ?

( ૩ ) શૈવ, શાક્ત, વૈષ્ણવ, સૌર્ય, ગાણપત અને વામાદિ સેકડો એક બીજાને ભાડતા હિદુમત પથો અને વાડાઓની ઝેરવેર ભરી હવા કે જેમા હિદુ સમાજ ગુગળાઇ રહ્યો હતો, તેમાથી એકજ ઇશ્વરવાદ અને વેદામૃતવાદની શુદ્ધ હવામા સૌને લાવવાની દયાનદની કોશીશ એ તેનુ સાકડાપણુ ?

( ૪ ) વર્ણાશ્રમ ધર્મને નામે હજારો સકુચિત ન્યાતો જાતો અને તેના પરિણામે હિદુસમાજમા હમદર્દીપણાનો કે પ્રજાકીયતાનો સર્વથા અભાવ ન્હાના મોટાના માત્ર બનાવટી વેલઝા ભર્યા ભેદો કે જેથી સ્વામીશ્રી વિવેકાનદના શબ્દો Uneatism (બીજાનુ ન ખાવાપણુ) અને Untouchism (બીજાને ન અડકવુ) તેજ ધર્મ ગણવામા આવ્યો પરિણામે વિશાળ રાષ્ટ્રીય વ્યવહાર અને પરદેશાદિમા વ્યાપાર જ્ઞાનાદિનો વ્યવહાર બધ પડયો એટલે સ્વરાજ્ય સ્વાતત્ર્ય અને લક્ષ્મી વગેરે સઘળુ ખોઇ બેઠા

દયાનંદે આ બધા ખોટા ભેદભાવો અને ખાનપાનના સંકુચિત ખ્યાલો કાઢી નાખી **सहनाववतु सहनौ भुनक्तु**નો સામ્યભાવ પ્રસરાવવા મથન કર્યું એ માંકડાપણું ?

(૫) નાત જાતના બેહદ સંકુચિતપણાથી કન્યા વિક્રય, વરવિક્રય, કજોડા, વિધવા વિધુરની સંખ્યામાં બેહદ વધારો, વ્યભિચાર, ભ્રૂણહત્યા, બ્રહ્મચર્યનો સર્વથાનાશ, નિર્બળ પ્રજોત્પત્તિ, અસંખ્ય બાળમરણ અને આ બધી બદીથી પ્રજાકીય જીવનનો નાશ તેમાંથી દયાનંદે **वृञ्-वरणे** To choose પસંદ કરવું એ વૈદિક યૌગિક અર્થાનુસાર મનુષ્ય માત્રને પોતપોતાના આત્મ નિર્ણય-જીવન કર્તવ્યની પસંદગીનું વર્ણ રહસ્ય સમજાવી સૌને વર્ણ-આત્મનિર્ણય પૂર્વક ગુણ કર્માનુસાર આશ્રમ જીવન જીવવા પ્રેરણા કરી એ તેનું માંકડાપણું ?

(૬) ગાંધીજી પોતેજ કહી રહ્યા છે અને કહી ગયા છે તેવું પોતાના એ હિન્દુ ધર્મપર અસત્ય સંબંધે અસ્પૃશ્યતાનું ઘોર કલંક અને તેથી ઉદ્‌ભવેલો જાતીય અને રાષ્ટ્રીય વિચ્છેદ છતાં ગાંધીજી તો ડરતે ડરતે માત્ર અડકવાનીજ વાત કરી શકે છે કે તેવી સ્પૃશ્યતા તો ભુંડ, કુતરા વગેરે અધમ પ્રાણીઓને પણ અપાય છે એમાં માણસ માણસ વચ્ચે સમ ભાવની વાત ક્યાં છે ? પણ દયાનંદે અને આર્યસમાજે તો અન્ત્યજ શબ્દનેજ અવર્ણનો ગણી, ઉડાડી નાખી તેઓને સમાનાધિકારે મૂકવાનું બીડું ઝડપ્યું જના તે સબબે ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમથી

લઇને બીજી સંસ્થાઓ તપાસો અંત્યજને સમાનાધિકાર આપવાની હિંમત ચાલી છે ? ત્યારે આર્યસમાજના ગુરૂકુલો અને વિદ્યાલયો તપાસો **प्रत्यक्ष किंप्रमाणम्** જેના ‘ સ્થાનકે તેના હિંદુપણને સાંકડા કરી નાખ્યો છે હો ! ”

(૭) જે શંકરાચાર્ય સંબંધે ગાંધીજીએ લખ્યું છે કે—“એક શંકર જે કરવાને શક્તિવાન હતા તે અંગ્રેજી જાણનારાઓનું આખું લશ્કર કરી શકે તેમ નથી ” તે શંકરાચાર્યના અનિષ્ટ સાંકડાપણાને કદાચ ગાંધીજી જાણતા હોય તોપણ ત્યાં તો પોલિટિકલ મૌનજ લઇ બેસે કેમકે સત્તા પાસે નાનપણનો સવાલ નથી જુઓ આ રહ્યા શંકરાચાર્ય —

**श्रवणाध्ययनार्थप्रतिषेधात्स्मृतेश्च ।**
**( वेदान्त १ ३–३८ ]**

આ બ્રહ્મસૂત્રપર ભાષ્ય કરતાં લખે છે—**इतश्च न शूद्रस्याधिकारः । श्रवण प्रतिषेध स्तावत् ‘ अथास्य वेद मुपशृण्वत स्त्रपुजतुभ्यां श्रोत्र प्रति पूरणम् ’ इति अत एवाध्ययन प्रतिषेध । यस्य हि समीपेऽपि नाध्येतव्य भवति स कथमश्रुतमधीयीत । भवति च वेदोच्चारणे जिह्वाच्छेदो धारणे शरीर भेद इति ।**
**( शाङ्कर भाष्यम् )**

“ શૂદ્રને અધિકાર નથી સાંભળવાની મનાઈ હોવાથી જો શૂદ્ર વેદને સાંભળી જાય તો ધગધગતા સીસા અને લાખથી તેના કાનને ભરી દેવા એટલા

ગમ્ભીની પણ સાર્થકતા ગણારો End justifies the means

**આર્યસમાજનો ગ્રંથ સાહેબ સત્યાર્થ પ્રકાશ ?** મહાત્માજી બીજી વાત લખે છે કે – ' આર્યસમાજનો ગ્રંથસાહેબ ( Bible ) સત્યાર્થ પ્રકાશ મે બે વાર વાચ્યો છે " ગાંધીજી જેવા ચકોર પુરુષ બે બે વાર સત્યાર્થ પ્રકાશ વાચવાનો દાવો કરે છે અને છતા સત્યાર્થ પ્રકાશને આર્યસમાજનો ગ્રંથસાહેબ ( બાઇબલ ) કહે છે ! એ પરથીજ જોઈ શકાય છે કે મહાત્માજીનુ વાચન કેટલ ઉપર ચોટીયુ છે ? આર્યસમાજને અન્ય ઋષિ પ્રણીત ગ્રંથની માફક સત્યાર્થ પ્રકાશ માટે પણ બહુ માન છે છતા પણ તે તેનુ બાઇબલ નથીજ તેનુ બાઇબલ-ગ્રંથ-સાહેબ તો વેદ જિતાજ છે સ્વામી દયાનંદે સત્યાર્થ પ્રકાશમા તથા આર્યસમાજના નિયમમા પણ તેજ કહ્યુ છે કે ' વેદનુ ભણવુ ભણાવવુ અને સાભળવુ સભળાવવુ એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે " ન કે સત્યાર્થ પ્રકાશનુ • ધર્મ છે સ્વામી દયાનંદે ભારતીય-રાષ્ટ્રીય કેળવણીની યોજના ઘડી છે અને તેમા સંસ્કૃત પાઠય પુસ્તકો, હિંદી ભાષા અને વિદેશી ભાષા પણ રાખવાનુ કહી પોતાની મૌલિકતા, ઉદારતા અને આ જમાનાને પણ સમજવાની યોગ્યતા સિદ્ધ કરી છે પણ તે યોજનામા ક્યાય સત્યાર્થ પ્રકાશ કે પોતાના બીજા કોઇ પણ ગ્રંથને જરા પણ મહત્ત્વ આપ્યુ નથી સ્વામી દયાનંદે ઋષિસંઘ નિર્ભિમા નિતાથી અનેક વાર કહ્યુ છે કે મારી પણ ભૂલ થવા સભવ છે તો તેને સુધારી લેશો વગેરે આમ

હોઈને સત્યાર્થ પ્રકાશને આર્યસમાજનો ગ્રંથસાહેબ બાઈબલ કહી મહાત્માજીએ નાહક આર્યસમાજની લાગણી પર એક જાતની વાણિયાનાહી ટકોર–ઠેકડી કરી કે જે તેઓશ્રી જેવાને ન શોભે

**સત્યાર્થપ્રકાશ નિરાશા દાયક'**

"આવા મહાન્ સુધારકને હાથેથી લખાએલો આટલો નિરાશાદાયક ગ્રંથ મેં બીજો નથી જોયો" આ વાક્યથી મહાત્માજી પોતાની અજ્ઞતા અને જાણે કે પોતાની સર્વજ્ઞતા બતાવી ગયા છે માનો ગાંધીજીએ સંસારના સઘળા મહાન સુધારકોનું સમસ્ત સાહિત્ય વાચી વિચારી નાખ્યું છે અને ત્યારબાદ બધાની તુલનામાં સત્યાર્થપ્રકાશ માટે નિરાશા દાયક કે સર્ટીફીકેટ આપી દીધો છે' સ્વામી દયાનન્દને ઓળખનારા સંકડો વિદ્વાનોએ કબૂલ કર્યું છે કે પોતાના વખતના તે એક અદ્વિતીય બહુશ્રુત વિદ્વાન વાચક હતા મેક્સ મુલર જેવાએ પણ તેની સાક્ષી પૂરી છે–

'He published large commentaries on the vedas which show great familiarity with Sanskrit and very wide reading' "તેણે દયાનન્દે વેદોના ઉપર મ્હોટા ભાષ્યો કર્યા છે જે સંસ્કૃત ભાષા સાથે તેનો મહાન્ પરિચય અને ઘણું વિશાળ વાચન બતાવે છે" સત્યાર્થપ્રકાશ એટલે આ બધા વિશાળ વાચન અને વિચારનો નીચોડ કે જેણે લાખોના જીવનો પર પલટો માર્યો અને હજુ મારી રહેલ છે સ્વામી દયાનન્દે જે ધાર્મિક તથા સામાજિક સુધારા કર્યા, અથવા ગાંધીજીના શબ્દમાં "તેણે હિન્દુધર્મની ભારે સેવા

બતાવી છે " તેનુ સ્વરૂપ બતાવનાર "સત્યાર્થપ્રકાશ" ગ્રથ હવે જેના જીવનથી હાથથી લખાએલો સત્યાર્થ-પ્રકાશ ગ્રથ ગાધીજીને આટલો બધો નિરાશાદાયક લાગ્યો તો પછી તેવા ગ્રથના કર્તા દયાનદને **મહાન સુધારક**રૂપે શા માટે પ્રશસે? કારણ કે જે ધાર્મિક કે સામાજિક આચારવિચારના જીવન તથા પ્રચારથી દયાનદ ગાધીજીની દૃષ્ટિમા **મહાન સુધારક** લેખાયા તેજ આચાર, વિચાર ને સુધારનુ પ્રતિબિબ પાડનાર ગ્રથ તે સત્યાર્થપ્રકાશ તો પછી તે ગ્રથ પણ મહાન કેમ નહિ? પ્રશસાને પાત્ર કેમ નહિ? સમર્થ સાહિત્યજ્ઞો કહી ગયા છે કે કોઇ પણ માણસનુ જીવન તેની લેખનીમા—પુસ્તકમા ચિત્રાઇ જાય છે માણસનો ક્ષણભગુર દેહ ચાલ્યો જાય છે પણ તેના પુસ્તકોમા તેનુ સાક્ષર જીવન અમર રહી જાય છે એ ન્યાયે મહાન સુધારક દયાનદને કાયમ ઓળખાવનાર ગ્રથ સત્યાર્થપ્રકાશ પણ મહાન આશાદાયક છે અને નહિ કે નિરાશાદાયક પણ ગાધીજીની તર્કબુદ્ધિ પણ અજબ છે તે ગુણીને—દ્રવ્યને વખાણે છે અને તેના કાર્યને વખોડે છે સૂર્યને કે અગ્નિને પ્રણમ છે પણ તેની ઉષ્ણતા—દાહક્રિયા શક્તિને વગોવે છે **कारणगुण पूर्वका कार्य गुणा दृष्टा** આ અટળ ન્યાય પણ કદાચ ગાધીજીને અમાન્ય હોય

પોતાની વાત ખરી મનાવવા ગાધીજી આગળ લખે છે—"આજે આર્યસમાજની જે પ્રતિષ્ઠા છે તે મારા નમ્ર અભિપ્રાય મુજબ સત્યાર્થપ્રકાશના શિક્ષણના ગુણને લઇને નથી પણ તેના સસ્થાપકના મહાન અને ઉદાત્ત ચરિત્રને લઇને છે " અહી પણ ગાધીજી ભીત

આપે છે કે માનવ સમાજે "સત્યાર્થપ્રકાશ" ને કેટલો બધો આશાદાયક ગ્રંથ માની ગાંધીજીના નિ ાવાનાદનો પ્રતીકાર કર્યો છે

ઉપલા વાક્યમા ગાંધીજીએ સત્યાર્થપ્રકાશની ચોટલી પકડના બુદ્ધે ચૂક્યે કે અનિચ્છાએ પણ "આજે આર્યસમાજની જે પ્રતિષ્ઠા છે તે ચારિત્ર્યને લઈને છે" એમ કહી આજે આર્યસમાજની પ્રતિષ્ઠા કબુલી એ નિરાશા અંધકારમા આશાનુ કિરણ ગણાય બાકી સમાજની પ્રતિષ્ઠા ? અને ગાંધીજી માને ? કેમકે પાછા થોડાજ દિવસમા તો તેઓશ્રી ફરી ગયા છે કેમકે તા ૨૨–૬–૨૪ના 'નવજીવન'મા **"ફરી પાછા આર્યસમાજીઓ"** એ મથાળા નીચે તેમણે આમ લખ્યુ છે –

" આર્યસમાજને વિષે મારે બોલવુ પડ્યુ કારણ મને જણાયુ કે તેની ઉપયોગિતા જતી રહેવા લાગી છે અને તેની વર્તમાન પ્રવૃત્તિ દેશને ખૂબ હાનિકારક છે " જોઇ આ ઘડીકમા દીધેલી પ્રતિષ્ઠાની મહા પ્રીત ? અબી બોલા અબી ફોક હશે ભઇ, પોલટિકલ બ્નદુગીરીનો ઇજારો કાંઇ લોઇડ જ્યોર્જના બાપનોજ થોડો હતો ! આજે થોડી આર્ય સમાજની પ્રતિષ્ઠા કરી સત્યાર્થપ્રકાશને ઉડાવવો અને કાલે આર્યસમાજને બનેની એકી સાથે થોડી હજામત કરી શકાય ? બાકી તો ધીમે ધીમે આખો દેશ અને હિંદુસમાજ સ્વામી દયાનંદ તથા આર્ય સમાજની ભાવનામય થતો રહેતો હોય અને તેથી તેની ઉપયોગિતા જતી રહેતી ગાંધીજીને જણાતી હોય તો તે આર્યસમાજને મુબારક છે જે કાંય

આર્યસમાજ કરતો હતો તેનુ ઘણુ ખરુ અત્યારે હિંદુમહાસભા કરવા તૈયાર થઇ ગયો છે તો બસ મુબારક તે ડોકટરને કે જે રોગીને તંદુરસ્ત કરે એટલુ જ નહિ પણ પોતાની ડાકટરી પણ શીખવી આપી દે છતા ગાધીજી નિરાશ ન થાય વિશ્વના ધાર્મિક અને સામાજિક વિકાસને મૂળ વૈદિક પરિવર્તનમા લાવવા આર્યસમાજની ઉપયોગિતા કાયમ છે કે જે દયાનંદનો મહાન્ આદર્શ છે અને જેને સ્વ. ડેવીસ "All purifying and consuming fire" રૂપે જોઇ રહેલ છે ઉત્ક્રાન્તિમા જરૂરી ખળભળાટ સિવાય આર્યસમાજને નામે હાનિનુ તો પચાસ વર્ષમા નામો નિશાન નથી છતા તેનુ પણ હાનિજ ગણાય તો "**सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृता**" એ શ્રી ગીતા વચનથી આર્યસમાજ કંઇ પર ન હોય સત્યાર્થપ્રકાશ એ માનવોપયોગી સર્વ તત્વોનુ જ્ઞાનચક્ર (Encyclopedia) ગણાય એવો કયો ઉપયોગી વિષય કે વિચાર છે જે સત્યાર્થપ્રકાશમા ન ચર્ચાયો હોય ? શુદ્ધ બ્રહ્મવાદ, માતાપિતાની ફરજો, શિક્ષણશાસ્ત્ર તથા બ્રહ્મચર્યબોધ, લગ્ન-આદર્શ, સંતતિ ઉત્પત્તિ શાસ્ત્ર તથા વર્ણાશ્રમાદિ સમાજશાસ્ત્ર સ્વરાજ્યસિદ્ધિ, સૃષ્ટિમીમાસા, ઇશ્વર-ઇલહામવાદ, મુક્તિવાદ સદાચાર તથા શુદ્ધ અહિંસાવાદ અને ઉત્તરાર્ધમા સર્વ મત-મતાતરોની સમાલોચના આ રીતે મનુષ્યના જન્મથી માડીને મરણ સુધીના આ લોકના તથા પરલોકના સર્વ આવશ્યક તત્વોનો સમુચ્ચય તે સત્યાર્થપ્રકાશ ગ્રંથ સ્વદેશીવસ્ત્ર પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ,

રાષ્ટ્રીય ભાષા મારફત ભારતીય કેળવણીની હિમાયત
હિંદી ભાષા પ્રચાર અને સર્વ કોમોનુ માનસિક-ધાર્મિક
બૌદ્ધિક ઐક્ય સાધવાનો પ્રયાસ આ બધા વર્તમાન
ગાંધીજીના ગણાતા અને મનાતા તત્વો સત્યાર્થ
પ્રકાશમા હોય અને આજે ગાંધીજીની એ તત્વોની
સિદ્ધિ ખાતરજ જય બોલાતી હોય તો સત્યાર્થ
પ્રકાશ નિરાશામય નહિ પણ ગુમાનામય-જયજય
કારમયજ ગ્રંથ છે, નહિ તો ગાંધીજી પોતેજ નિરાશા
દાયક સિદ્ધ થાય છે

વળી ગાંધીજી જે **અહિંસા** શબ્દ પર આટલો
બધો ભાર મૂકે છે તે અહિંસાનુ ખરા મૂળમાથી
પ્રતિપાદન જેવુ સત્યાર્થપ્રકાશમા ( વાંચો ૧૦મો
સમુલ્લાસ ) કરવામા આવ્યુ છે તેવુ ગાંધીજી પણ
કરી શક્યા નથી ગાંધીજી તો માત્ર મનુષ્યવધનેજ
હિંસામા ગણી પોતાનો વર્તમાન પોલિટિકલ અહિંસા
વાદ પ્રચારે છે પણ આ શુ વિદેશી અને વિધર્મી
માન્યતા નથી ? ભારતીય અહિંસા શુ મનુષ્યવધના
નિષેધ પૂરતીજ છે ? શુ ગાંધીજીનો વૈષ્ણવ જૈન
ધર્મ તેને તેવુ શીખવે છે ? પણ પોલિટિકલ
ગાંધીજી પોતાના શાક્ત, ક્રિશ્ચીઅન અને મુસલમાન
વગેરે ભક્ત મંડળને શુદ્ધ અહિંસા કહી શકે તેમ
નથી ત્યા તો કુરાન, બાઇબલ અને પુરાણ આડા
આવે અને તેમ કરતા સૌને ખુશ ન રખાય પણ
તો તો ગાંધીજી રોગનેજ રડે છે તેના કારણને સમજી
શકતા નથી કે પછી સમજ્યા હોય તો તે કહીને
દૂર કરવાની હિંમત કરી શકતા નથી મનુષ્યહિંસાવાદ
કે યુદ્ધવાદ જગતમાથી ત્યારેજ ટળશે કે જ્યારે

માણસ ધર્મ કે ઇશ્વરને નામે કોઇ પણ પશુપ્રાણીને હણી તેનુ તમોભ્રષ્ટ માસ ભોજન કરતો અટકશે **आहार शुद्धौ सत्वशुद्धि ।** બાકી તો હિંસાયુક્ત ખાનપાન કરનારો માણસ કદી પણ ગાન્ધીજી કહે છે તેમ અહિંસક રહી શકવાનો નહિ તમોગુણી હિંસા યુક્ત માસ ભોજન કરાય અને મન, વચન, કર્મથી અહિંસક કહેવાય એ બનેજ કેમ ? પણ ગાંધીજીએ ભારતનો નહિ પણ પશ્ચિમનો નવો અહિંસાવાદ ઉભો કર્યો છે અને તેથીજ તે ફળતો નથી, ફળવાનો નથી બાકી તો **अशक्तिवान्भवेत्साधु ।** હિંસક પ્રાણીઓ પણ ઉત્તરોત્તર પોતાનાથી બળીયા પ્રાણી સામે હમેશા અહિંસકજ રહે છ પણ નબળા સામે એ અહિંસા છોડી દ્યે છે કારણ ? પેટમા રોજ હિંસાવાળુ ભોજન પડે છે તેમજ માણસનુ પણ સમજવુ પણ ગાંધીજીની તાકાત છે કે તે મુસલમાન વગેરે કામોને કહી શકે કે " ચાહે હજરત મહમદે કહ્યુ હોય કે ઇસાએ કહ્યુ હોય, ચાહે કુરાનમા હોય કે બાઇબલમા હોય અને મનુજીમારફત હલાલ હોય પણ પરપ્રાણીપીડન-હિંસારૂપ માસ હાર એ પાપ છે-હિંસાજ છે અને તેનો ખાનાર તમોગુણી થઇ હિંસાથી અલગ ન રહી શકવાથી હિંસકજ છે માસાહારનો બોધ ગમે તેમા લખ્યો હોય તો તે ઇશ્વરીય જ્ઞાન ઇલ્હામ નથી " પણ દયાનંદ ઋષિ હતો આત્મભાવે પ્રાણી માત્ર તરફ સમદર્શી હતો માત્ર મનુષ્યસ્વાતંત્ર્ય અને સ્વરાજ્યની ખાતર નહિ પણ પ્રાણીમાત્રને સ્વાતંત્ર્ય અને આત્મરાજ્ય અપાવવા જન્મ્યો હતો અને તેથીજ તેણે સત્યાર્થ પ્રકાશમા ધર્મશાસ્ત્ર, માનસશાસ્ત્ર

શરીરશાસ્ત્ર એ બધાના નિયમે માંસાહારનું ખંડન કર્યું છે જે શંકરાચાર્યને અહિંસક ગાંધીજી મ્હોટું પદ આપે છે તેમણે પણ "**वैदिकी हिंसा हिंसा न भवति**" અર્થાત્ "યજ્ઞમાં થતી પશુ હિંસા તે હિંસા નથી" એમ કહ્યું છે જ્યારે દયાનંદે એજ સત્યાર્થ પ્રકાશમાં વેદોના ખરા યૌગિક અર્થો બતાવી **कृषिर्वै गोमेधः । अन्नाहि गौः । राष्ट्रं वा अश्वमेधः । अग्निर्वा अजः । आज्यं वा मधः । अजौ वै व्रीहिः । अजोवृतम् ।** અર્થાત ખેતીવાડીને ગોમેધ કહે છે ગૌ નામ અન્નનું પણ છે રાષ્ટ્રને અશ્વમેધ કહે છે અગ્નિને ઘોડો કહે છે અજ નામ. ચોખાનું છે અજ ઘીનું પણ નામ છે બકરો એકલુજ નહિ (વાચો સત્યાર્થ પ્રકાશ ૧૧ મો સમુલ્લાસ)

આ રીતે દયાનંદે "સત્યાર્થ પ્રકાશ" દ્વારા હિંદુધર્મ પરના યાજ્ઞિક કલંકને પણ દૂર કર્યું અને તદ્દન સાત્વિક ખાનપાન પૂર્વકનો શુદ્ધ અહિંસાવાદ પ્રબોધ્યો આ રીતે બીજા કશા ખાતર નહિ તો પોતાની પ્રિયતમા અહિંસાની રક્ષા અને કદર કરવા ખાતર પણ ગાંધીજીએ સત્યાર્થ પ્રકાશને એક મહાન્ સુધારકના મહાન્ ગ્રંથ તરિકે માનવો જોઇતો હતો આશા છે કે ગાંધીજી સત્યાર્થ પ્રકાશ વિષે આટલા સમાધાન પછી જાહેર નહિતો ખાનગી રીતે પણ પોતાની ભૂલ સુધારવાની મહત્તા બતાવશે

**નવું સત્ય.**

આગળ ચાલતા મહાત્માજી લખે છે કે —"એમણે સત્યનીજ અને નર્યા સત્યની જ હિમાયત કરવાનો દાવો કર્યો છે" કેમ ભલા, એમાં સત્યાગ્રહી

મહાત્માને શુ ખટકયુ ? સત્ય અને નર્યા સત્યની
હિમાયત કરવી એ શુ વૈશ્યેશ્વરાવતાર યુગમા ગુન્હો
થઇ પડવા સભવ છે ? બ્રહ્મ પણ સત્ય અને નર્યુ
સત્યજ છે **सत्यज्ञानमनन्त ब्रह्म** । તેને અને તેના
વેદ-જ્ઞાનને ઓળખનાર ઋષિ નર્યા સત્યની નહિ તો
શુ પોલિટિકલ અર્ધ સત્યની હિમાયત કરે ? દયાનદ
જ શુ કરવા દરેક આચાર્ય તથા પેગબર તેવોજ
દાવો કરે છે તેમ મહાત્મા ગાધીજી જેની હિમાયત
કરે છે તે તેની પોતાની સમજ પ્રમાણે સત્ય-નર્યુ
સત્ય નથી ? અને છતા હિમાલય જેવી ભૂલોથી
અર્થને સ્થાને અનર્થો નથી કરતા ? પછી દયાનદ
ઉપર આમ કેમ લખ્યુ છે કે– ' પણ તેમ કરવા
જતા તેમણે જાણ્યે અજાણ્યે જૈનધર્મ, બૌદ્ધધર્મ,
ખ્રિસ્તીધર્મ અને ખૂદ હિન્દુધર્મના પણ અર્થના અનર્થ
કર્યા છે '' આમા મુસલમાન ધર્મની દયા ખાતા
મહાત્માજી ભૂલી ગયા લાગે છે ખેર પણ કયા અર્થના
અનર્થ કર્યા તે બતાવવા મહાત્માજી જેવા સ્વત પ્રમા-
ણરૂપ બધાયજ શાના ? પોતાનુ **ब्रह्मवाक्य जनार्दन**
મનાવવાનીજ મહાત્માજીની પ્રવૃત્તિ ઉઘાડી છે બાકી
દયાનદે ઉપલા ધર્મોના અર્થના અનર્થ નથી કર્યા
પણ તેઓમા જે કાઇ અનર્થરૂપ તેને લાગ્યુ તેના
અર્થ કરી બતાવ્યા છે, છતા દયાનદે કરી છે તેની
પ્રામાણિક આલોચના કરવાનુ નામજ અર્થના અનર્થ
હોય તો તેવુ કયા આચાર્યે કે પેગબરે નથી કર્યુ ?
અરે, જે ધર્મોની તેઓશ્રી વકીલાત કરે છે તેના પણ
જુદાજુદા સપ્રદાય પ્રવર્તક આચાર્યો પેગબરોએ એક
બીજાના પ્રચલિત ધર્મોપર તીવ્ર કટાક્ષો અને ટીકાઓ

કરી પોતાનુ માનેલુ સત્ય પ્રતિપાદન કરેલુ છે

જૈનધર્મે વેદોની, બ્રાહ્મણોની, યજ્ઞોની અને હિંદુઓના દેવદેવતાઓની પેટ ભરીને નિંદા કરી છે અને પોતાનાજ નર્યા સત્યની હિમાયત કરી છે **ભગવાન્ બુદ્ધે** પણ તેમજ કર્યું હતુ અને તત્કાલિક વેદ–બ્રાહ્મણ ધર્મને ઉથલાવી વેદના અર્થના અનર્થ કરી બૌદ્ધધર્મ ચલાવ્યો પાછળથી **કુમારિલ ભટ્ટે** જૈન અને બૌદ્ધ ધર્મોને ખંડવાની શરૂઆત કરી અને **ભગવાન શંકરાચાર્યે** તો બૌદ્ધ ધર્મને ભારતમાથી સર્વથા હાકી કહાડી **શંકરદિગ્વિજય**મા વર્ણવ્યા પ્રમાણે "**शाक्तं पाशुपतैरपि क्षपणकैः कापालिकैः वैष्णवैः**" શાકત, શૈવ–પાશુપત, ક્ષપણક, કાપાલિક અને વૈષ્ણવાદિ અવૈદિક ધર્મોપર દિગ્વિજય કરી સૌને દાબી નાખ્યા તેના પછી **રામાનુજ, મધ્વ, નિંબાર્ક, વલ્લભ, સહજાનંદ, નાનક, કબીર** વગેરે આચાર્યોએ એક બીજાના હિંદુજ ગણાતા ધર્મો પર ચડાઇઓ કરી દિગ્વિજયો કર્યાં કારવ્યા ! ગાંધીજી રામાનુજ–**વલ્લભ દિગ્વિજયાદિ** ગ્રંથો જરા જોઇ જાશે તો પછી ખબર પડશે કે તેનો હિંદુધર્મ આપસ આપસમા લડી લડીને કેવો ઘવાએલો એદોખળ થઇ ગયો હતો ! એ બધા વિસવાદો માથી તેને બચાવી દયાનંદે તેના ઘા ખોલી, સડો કાઢી, પાટાપીંડી કરી મલમપટો બાંધી શુદ્ધ વૈદિક સ્વાસ્થ્ય અને ઐકયમા મૂકી દીધો છે તેમા અર્થનો અનર્થ થયો કે અનર્થનો અર્થ થયો ?

**મહાત્મા જિસસ ક્રાઇસ્ટને** પણ પોતાના વખતમા તેમજ કરવુ પડયુ હતુ, તેમણે તે વખતના

ધર્મશાસ્ત્રીઓને ફરેશીઓ, ઢોગીઓ સર્પો, સર્પોના વંશ વગેરે કુવાક્યોથી સંબોધી તેઓની પ્રચલિત મૂર્તિપૂજાઓ અને મંદિરો વગેરેનું ખંડન નથીં કર્યું ? (વાચો નવોકરાર મા ૮ થી) અને તેનું તેમ કરવું તે વખતે અર્થના અનર્થ રૂપેજ મનાયુ હતુ અને તેથી **ક્રોસ** પર પણ ચડવુ પડ્યુ પણ પાછળથી તેજ અનર્થ અર્થના રૂપમા ફરી ગયો.

મુસલમાન ધર્મ પ્રવર્તક **હઝરત મહમદ સાહેબે** સ્વકાલીન આરબો, યાહુદીઓ, ઇસાઇયો મૂર્તિપૂજકો વગેરે પર શી બાકી રાખી હતી ? જુઓ કુરાને મજીદમા **સુરેતોબા** –" ખુદા અને તેના પેગંબર તરફથી માણસોને હજ્જે અકબરને દિવસે આ ખબર આપવામા આવે છે કે ખુદા મોશરેકોને (મૂર્તિ પૂજકોને) ધિક્કારે છે અને તેઓને તેનો પેગંબર પણ ધિક્કારે છે " (૩) **સુરતુલ બકરા**.– " જ્યા તમને તેઓ મળે ત્યાજ તેમને મારી નાખો, અને જ્યાથી તમને તેઓએ બહાર કાઢયા ત્યાથી તમે તેઓને બહાર કાઢો કારણ કે તલ કરતા (કાફરપણું) વધારે ખરાબ છે (૧૯૧)

**સુરતુલ માએદ** –" હે મુસલમાનો, યાહુદીઓ તથા ઇસાઇઓને મિત્ર ન બનાવો તેઓ એક બીજાના મિત્ર છે અને તમારામાથી કોઇ તેઓને મિત્ર કરશે તો ખરેખર તે તેઓમાનો છે " આવા અનેક ફકરાઓ છે અને જેને લઇને પેગંબર સાહેબને પોતાના વતનમાથી પણ હિજરાત કરવી પડી હતી જેના લોહીના તરસ્યા તેનાજ જાત ભાઇઓ અને દેશ વાસીઓ હતા પણ આજે તે અનર્થ અર્થ રૂપ થઇ ગએલ છે અને તેજ

પેગમ્બરને મહાત્માજી જેવા મનુષ્યવધ પૂરતા અહિંસક પણ એશિયાનો સીતારો કહે છે પણ મહાત્માજી, આવા કોઇ અનર્થ સત્યાર્થ પ્રકાશમા છે કે જેથી જુદી જુદી કોમોનુ ઐકય સાધવામા આપની હીલચાલને બાધા નડે ? બલકે આવા વિચારોને બુદ્ધિ, તર્ક અને સર્વ ધર્મોની સાથે ચર્ચામા ફેરની મુલાયમ કરવાનીજ ભાવના સ્વામી દયાનંદની પ્રવૃત્તિ અને કૃતિમા છે બાકી તો ખુદ ગાંધીજીને માટે, કારણ કે તેણે જુની વરેડમાથી નવીજ રાજદ્વારી હિલચાલ ઉપાડી છે એટલે અર્થના અનર્થની કયા ઓછી ટીકાઓ થાય છે ? પણ તેથી શુ ? દરેક નવ સુધારકને પોતાના સમયમા તેવા આક્ષેપો અને આઘાતોમાથી પસાર થવુ જ પડે છે પણ સમય આવતા ભાડતા શત્રુઓ પજતા ભકતો બની જાય છે History repeats itself અને ગાંધીજી એજ પરમ સત્યને દયાનંદ પર ઘટાવતા અચકાઇ ગયા છે છતા સત્ય ગાંધીજી કરતા મહત્ છે અને તેથી પુરાણ આર્યોએ તો **सत्य मेव जयते**નોજ ઘોષ કર્યો છે ન કે કોઇ વ્યકિત વિશેષનો.

પાછા મહાત્માજી ભાખે છે કે —"જો કે પોતે મૂર્તિભંજક હતા તોપણ સૂક્ષ્મમા સૂક્ષ્મ રૂપે મૂર્તિપૂજા સ્થાપવામાજ એમનો પ્રયત્ન પરિણમ્યો છે" દયાનંદને મૂર્તિભંજક કહેવામા તો ગાંધીજીને 'રસનો ઘુંટડો' આવી ગયો લાગે છે, પણ તેમ કરી તેના જેવા મહાત્માએ વાણીનો સંયમ જરૂર તોડયો છે. ભંજક એટલે તોડનાર ફોડનાર ઘોરી અને ગીઝનીના નામ સાથે ભંજક શબ્દ લગાડાયો છે અને તેથી હિંદુ કોમમા તે શબ્દને

લઇને ઘોર તિરસ્કાર ફેલાએલો છે સ્વામી દયાનંદ માટે તેવો **મૂર્તિભંજક** શબ્દ વાપરી શું ગાંધીજીએ અજાણ્યે પણ દયાનંદ મટે હિંદુઓના દિલમા તિરસ્કાર ઉપજાવવાની કોશીશ નથી કરી ? સ્વામી દયાનંદે તેની પૂર્વના અનેક આચાર્યો અને પેગંબરોની માફક વેદોપનિષદ્‌ના સિદ્ધાન્તથી બ્રહ્મોપાસનામા કાષ્ઠ પાષાણાદિની જડમૂર્તિ પૂજાની જરૂરત નથી સ્વીકારી બલકે તેનો નિષેધ જરૂર કર્યો છે, પણ ગાંધીજી જે રીતે તેને મર્તિભંજક કહે છે તે રીતે તેણે કે તેના આર્યસમાજે પ્રત્યક્ષ કે પરોક્ષ કોઇપણ રીતે કદીપણ એકે મૂર્તિ કે મંદિર નથી ભાંગેલ ભંગાવેલ કે નથી તોડેલ તોડાવેલ તેના ઉપદેશથી પણ એવી કોઇ ભાંગવા તોડવાની કમનસીબ બીના નથી બની પણ શ્રી ગાંધીજીની ખલીફાતી ને રાજદ્વારી સરદારીની શરૂઆતથી તે આજ સુધીમા આડકતરી રીતે પણ તેમના જીભ કે કલમના ડહાપણે તેમના માનીતા ખરા મૂર્તિ ભંજકોમા રહેલી ગુંડાગીરીને હાથે કેટલા મંદિરો અને મૂર્તિઓની ભાંગ તોડ કરાવી એ જગજાહેર છે પ્રભુકૃપાથી દયાનંદ કે આર્યસમાજને પોતાના કોઇ તેવા કૃત્યથી ઘોર પ્રાયશ્ચિત કરવાનો પ્રસંગ પણ નથી સાંપડ્યો અને કદી ન સાંપડે ગાંધીજીના માનીતા એશિયાઇ સીતારા હજરત મહમદ અને ઇસુએ પણ મૂર્તિપૂજાને નકારેલ છે પછી હિંદુ મુસલમાનની એકતાના તાનમા આડે રસ્તે ઉતરી સ્વામી દયાનંદનેજ મૂર્તિભંજક કહેવામા ગાંધીજીનો શો શુભ હેતુ ? દયાનંદને નામે ગાંધીજીએ બીજુ બહુ બહુ લખ્યુ પણ સુક્ષ્મમા સુક્ષ્મ વગેરે

મૂર્તિપૂજાની ફીલસુફીનો સટ્ટો પણ જ્યારે દયાનન્દના નામપર ખેલવા બેઠા છે તો તે માટે અહી ગાધીજીને સાફ કહી દેવુ જરૂરી છે અને તે તેનાજ શબ્દોમા કાઠીઆવાડ રાજકીય પરિષદને અગે ગાધી-પટ્ટણી મસલતને પરિણામે લોકોએ માન્યુ હતુ કે પટ્ટણી-સાહેબ ભોળા ગાધીજીને બનાવી ગયા તેનો જવાબ લખતા "**અધીરૂ કાઠીઆવાડ**" એ મથાળા નીચે તા ૧૧-૫-૨૪ના **નવજીવનમાં** ગાધીજીએ ગર્વથી કહ્યુ હતુ —

"સત્યાગ્રહીને દાવમા હરાવવા સારૂ પટ્ટણીસાહેબ જેવા કુશળ કાઠીઆવાડીને પણ બીજો જન્મારો વ્હોરવો પડશે, અને તે પણ સત્યાગ્રહી થઇને" આર્યો પણ કહે છે કે – "બ્રાહ્મણ દયાનન્દની સૂક્ષ્મમા સૂક્ષ્મ મૂર્તિપૂજાની ફિલસુફીને ડોળવામા મહાત્મા ગાધીજી જેવા કુશળ કાઠીઆવાડીને પણ બીજો જન્મારો વ્હોરવો પડશે અને તે પણ બ્રાહ્મણ થઇ-અવતરીને." દયાનન્દે તો **न तत्र वाग्गच्छति न मनो न विद्मो न विजानीमः।** એ શ્રુતિથી બ્રહ્મોપાસનામા સૂક્ષ્મમા સૂક્ષ્મ વાણી અને મનની પણ અશક્તિ બતાવી છે, છતા ગાધીજી કલ્પે છે:–

"તેમણે વેદોના અક્ષરે અક્ષરને ઇશ્વર સ્વરૂપ બનાવી દીધો" આ ઉપરથી સાફ જણાય છે કે ગાધીજી દયાનન્દ કથિત વેદને કે તેના અપૌરૂષેય વાદને જરાપણ સમજી શક્યા નથી વેદ એ જ્ઞાનવાચક શબ્દ છે (**विद् ज्ञाने** એ ધાતુ પરથી) જ્ઞાન એ ગુણ છે ન કે કોઇ પુસ્તક કે તેનો સ્થૂલ વર્ણાક્ષર ગાધીજીએ સત્યાર્થ પ્રકાશ વાચ્યુ છે પણ વિચાર્યું

નથી, બાકી તેના સાતમા સમુલ્લાસમા દયાનદે વેદ વિષયક સમાધાન કર્યુ છે જેમકે –(પ્રશ્ન) વેદ નિત્ય છે કે અનિત્ય ? (ઉત્તર) નિત્ય, કારણ કે પરમેશ્વર નિત્ય હોવાથી તેના જ્ઞાન આદિગુણ પણ નિત્ય છે (પ્રશ્ન) શુ એ પુસ્તક પણ નિત્ય છે ? (ઉત્તર) નહિ, કારણ કે પુસ્તક તો પત્ર અને શાહીનુ બનેલુ છે તે નિત્ય કેવી રીતે થઇ શકે ? **માટે જે શબ્દ, અર્થ અને સબધ છે તેજ નિત્ય છે** દયાનદ તો આ રીતે શબ્દાર્થ સબધ યુક્ત જ્ઞાનને વેદરૂપ નિત્ય માને છે અને તેને સમજવાનુ કહે છે પણ ગાધીજી કહે છે તેવા કાગળ શાહીના અક્ષરની તો વાતજ નથી

**अक्षरं ब्रह्म परमम् (गीता) ओमित्येतदक्षरम् (उपनिषद्)**

એ સ્મૃતિ શ્રુતિના વચનથી પરમબ્રહ્મને અક્ષર એટલે કે અવિનાશી કહ્યુ છે પણ તે, અક્ષર આ વર્ણાત્મક ક્, ચ્, ટ્, ત્ પ્, નહિ વર્ણો બનાવટી અક્ષરો રૂપે ચોપડીઓમા ન હોતા ચિત્રાયા તેની પહેલા જ્ઞાન શ્રુતિ રૂપે મળતુ પરતુ શ્રુતિ પણ મન પ્રેરણા બાદજ થઇ શકે અર્થાત્ જે પ્રથમ પ્રેરણાયુકત જ્ઞાન તે વેદ અને તે વેદજ્ઞાન યૌગિક શબ્દમય છે- શબ્દ અક્ષર મય છે કે જે **नक्षरति न विनश्यति** નો નિત્યભાવ બતાવે છે વેદ–બ્રહ્મજ્ઞાનમા રહેલા શબ્દાક્ષર નિત્ય છે અક્ષરમય જ્ઞાન અને જ્ઞાનમય અક્ષર પણ જેમ જ્ઞાન એ જડ વર્ણાકાર નથી તેમ તે જ્ઞાનપૂરક અક્ષર પણ જડ વર્ણ નથી અક્ષર, શબ્દ અને વાકય તેનાથી ઉત્પન્ન જ્ઞાન. એ

જ્ઞાન તે ચેતન બ્રહ્મનો ગુણ ગુણીથી ગુણ અન્યથા-વિપરીત હોય નહિ એટલે નિરવયવ ચેતનનો ગુણ વેદ જ્ઞાન તે પણ નિરવયવ હવે જો સ્વામી દયાનંદે વેદોના અક્ષરે અક્ષરને ઇશ્વર સ્વરૂપ બનાવી દીધો છે તો તે અલગ બ્રહ્મજ્ઞાન રૂપે સમજવાનો છે અને ન કે ગાધીજી લગાવે છે તેમ જડ મૂર્ત વર્ણ, અને તેથી કોઇ સૂક્ષ્મમા સૂક્ષ્મ મૂર્તિપૂજા દયાનદે નથી સ્થાપી

છેવટે ગાધીજી જાણે કે દયાનદની ઠેકડી કરતા હોય નહિ તેમ લખે છે કે – " અને આજના જમાનામા વિજ્ઞાને કહેલી એકેએક શોધો વેદોમા મોજૂદ છે એમ સિદ્ધ કરવા મહેનત કરી " આ બધી વાતને હિંદુમુસલમાન એકતા સાથે શો સબધ હતો ? પણ ગાધીજી તો **येन केन प्रकारेण** દયાનદપર પોતાનુ મહાત્મ્ય સ્થાપવાનુ બ્હાનુ ઢુંઢતા'તા. પણ સબ બદર કે વ્યાપારી બનવા જતા સાવ દીવાળુ કાઢવાનો પ્રસગ આવી જાય છે, અસ્તુ શુ ગાધીજી માને છે તેમ વિજ્ઞાનની શોધ એ આજના જમાનાની જ છે ? તેમ તે વિજ્ઞાનો ઇશ્વરના જ્ઞાન-ડહાપણથી પર-સ્વતત્ર છે ? શુ ઇશ્વર વિજ્ઞાનમય નથી, આ બધુ તેનુ કાર્ય-વિશ્વ વિજ્ઞાનપૂર્ણ નથી ? જો ઇશ્વર જ્ઞાન વિજ્ઞાનમય છે તો દયાનદની માન્યતાનુસાર ઇશ્વરીય જ્ઞાન હોવાથી વેદ પણ વિજ્ઞાનમય છે વળી કરોડો વર્ષથી યુગ યુગના ચક્રમા ચ લી આવતી આ સૃષ્ટિમા નવીનતા જેવુ કાઇ નથી આકાશમા ગ્રહોના ચક્રાવાની માફક પૃથ્વીના ભિન્ન ભિન્ન ભાગોમા જ્ઞાન વિજ્ઞાનનો પણ ચક્રાવો ચાલ્યો આવે છે નવા યુગના નવા માણસો માટે અમુક શોધો નવી છે પણ

પ્રભુના જ્ઞાનમા અને તે જ્ઞાન પૂર્વક ચાલતી આવતી સૃષ્ટિની પરપરામા કાઇ નવુ નથી પણ રેટિયામાજ બધી સસ્કૃતિની ઇતિશ્રી જોનાર વેદમા વિજ્ઞાન જોઇ ભડકે તેમા નવાઇ નથી ગાધીજી કે જેને વૈદિક ભાષાનુ યત્કિચિત્ જ્ઞાન નથી તે સ્વામી દયાનદના વેદાર્થ સબધે માત્ર અગ્રેજી અધકચરા ભાષાતરો પરથી પશ્ચિમી બુદ્ધિએ ગમે તે બોલે પણ વેદનુ કાઇક મૌલિક જ્ઞાન ધરાવનારાઓએ તો દયાનદના વેદાર્થ સબધે ઉચ્ચ અભિપ્રાયો આપ્યા છે જેમાના થોડા અત્ર રહ્યા તત્ત્વવેત્તા સસ્કૃતજ્ઞ બાબુ અરવિદ ઘોષ કહે છે —

" In the matter of Vedic interpretation, I am convinced that whatever be the final complete interpretation Dayanand would be honoured as the first discoverer of the right clues "

અર્થાત્ " વેદના ભાષ્ય સબધમા મારી ખાત્રી થઇ ચુકી છે કે આખરી સપૂર્ણ ગમે તે ભાષ્ય થશે પણ વેદના બરાબર અર્થોના પ્રથમ શોધક તરિકે તો દયાનદજ મનાશે " બગાળાના મરહૂમ મશહૂર પડિત સત્યવ્રત સામશ્રમીજીએ **ऐतरेयालोचनम्** નામના પોતાના સસ્કૃત ગ્રથમા શૂદ્રોને વેદાધિકારનુ પ્રતિપાદન કરતા સ્વામી દયાનદના વેદાર્થને માન આપ્યુ છે અને લખ્યુ છે કે —

**शूद्रस्य वेदाधिकारे साक्षाद् वेद वचनमपि प्रदर्शितं स्वामि दयानन्देन (वा. सं. २६ २)**

**यथेमा वाच कल्याणीम्. - इति**

વળી તેજ સુપ્રસિદ્ધ પંડિત સત્યવ્રત સામશ્રમીજી તેના **ऐतरेयालोचनम्** નામના મશહૂર સંસ્કૃત ગ્રંથમાં વેદોમાં પદાર્થવિજ્ઞાન હોવાનું માને છે અને સાયણ-મહીધરાદી ભાષ્યકારો મંત્રોમાં વિજ્ઞાન રહસ્ય નથી જોઈ શકયા તેનો શોક કરતા લખે છે —

" **हन्तैवं पदार्थविज्ञानशिक्षोपयोगीनि बहूपदेशपूर्णानि चैतादृशान्युत्कृष्टतमान्याधिदैवत व्याख्यानान्यपहाय, परमात्मज्ञानपिपासूनां तर्पणानि अध्यात्मव्याख्यानानि च विलोप्य, आधियज्ञव्याख्यान्यान्येवाभाषत सर्ववेदभाष्यकार सायणाचार्यस्तथान्यान्योऽपि वस्तुत तेषां सायणमहीधरादीनामधिदैवतार्थतोऽपि मन्त्राभिमतं प्रकृतवैज्ञानं नैव स्फुरितं सम्यगिति तच्छोच्यमेवाभवत् ॥**

(ऐतरेयालोचनम् Published by the Asiatic Society of Bengal **द्वितीय संस्करणम् पृष्ठ १९८** ) અર્થાત્ " અફસોસ છે કે આ રીતે પદાર્થ વિજ્ઞાન ( Science ) ની શિક્ષાના ઉપયોગી, ઘણાજ ઉપદેશોથી ભરેલા, એવા સૌથી શ્રેષ્ઠ અધિદૈવત અર્થોને છોડીને, તથા પરમાત્મજ્ઞાનના તરસ્યાઓને તૃપ્ત કરે તેવા અધ્યાત્મ અર્થોનો પણ લોપ કરીને માત્ર અધિયજ્ઞ ( યજ્ઞપરક ) અર્થોનેજ સર્વ વેદ ભાષ્યકાર સાયણાચાર્ય તથા બીજાઓએ કર્યા છે ખરી રીતે તે સાયણ મહીધરાદી ભાષ્યકારોને અધિદૈવત અર્થોમાંથી પણ મન્ત્રોને ઇષ્ટ એવું પ્રકૃત વિજ્ઞાન ન સ્ફુર્યું એ શોચનીયજ થયું "

આ પ્રમાણે સંસ્કૃત સાહિત્યના દિગ્ગજ જેવા અને વળી સનાતન ધર્મી પંડિત **સત્યવ્રતજીને** સાયણ મહીધરાદિના ભાષ્યોમાં આજકાલનુ વિજ્ઞાન નથી દેખાતુ તેનો શોક થાય છે ત્યારે તેનાથી વિપરીત વૈદિકભાષા વિજ્ઞાન રહસ્ય જ્ઞન્ય **ગાંધીજી સ્વામી દયાન**દના ભાષ્યોમાં યથાર્થ પદાર્થ વિજ્ઞાન જોઇ **દયાન**દ ઉપર રૂઠી ઉઠે છે! પણ શી યોગ્યતાએ? અહી તો એજ કહેવુ જોઇએ કે –

**"घटाना निर्मातु स्त्रिभुवन विधातुश्च कलहं"**

ઘડાના નિર્માતા ત્રિભુવન વિધાતાનુ લડવુ !!

ઇન્દોરના દિવાન બહાદુર આર રઘુનાથ રાવ કહે છે —

"I read through a greater part of his commentaries and I should say that on the whole his interpretations are correct and in keeping with those of the oldest and therefore the most authoritative commentators"

"દયાનન્દના વેદ ભાષ્યોનો મ્હોટો ભાગ મે વાચ્યો છે અને હુ કહી શકુ છુ કે એકંદરે તેના અર્થો બરાબર છે તે અર્થો સૌથી પ્રાચીન અને સૌથી માનનીય ભાષ્યકારોની સાથે સુસંગત છે"

આ છે સંસ્કૃતના ખરા અભ્યાસકોના પ્રામાણિક અભિપ્રાયો

જ્યારે ગાંધીજી તો પોતે તા ૨૨-૬-૨૪ ના 'નવજીવન' મા કબૂલ કરે છે કે.– "વેદનુ મને પ્રત્યક્ષ જ્ઞાન નથી" છતાં કંઇ મહાત્મ્યમા ખામી

ન આવી જાય એ કાળજીથી પાછા ઉચ્ચરે છે કે - "પણ વેદને વિષે હુ આટલુ તો જાણુ છુ કે જેથી મારો પૂરતો નિર્ણય કરવાનુ મળી રહે" ગાધીજીએ ભલે પોતાનો કોઇ ગુરૂ ન કર્યો હોય, સ્વયપ્રજ્ઞ હોઇ, બુદ્ધાદિની પ્રચલિત જીવનીને પોતાનામા ઘટાવી પોતેજ પોતાના ગુરૂ હોય, પણ વેદનુ પ્રત્યક્ષ જ્ઞાન ન હોવા છતા તેનો **પૂરતો નિર્ણય** કરવાનુ બ્રહ્મ-વેદ ઉપર પણ પોતાનુ ગુરૂત્વ-મહાત્મ્ય ઠસાવવાનુ સાહસ કરે એ તો ગાધીજીની અહતાની હદજ થઇ ગઇ પૂરતો નિર્ણય તો શુ પણ એક મત્રનુ સસ્વર ઉચ્ચારણ પણ કરવુ અને સમજવુ કઠણ બીજે બધે ગમે તે હોય પણ વેદની તો એકે એક માત્રા ગુરૂજ્ઞાનની અપેક્ષા રાખે છે વળી ગાધીજીએ સસ્કૃત પરિપાટીથી કોઇ એક પણ સહિતાને પૂરી અવલોકી છે ? ઉવટ, મહીધર, સાયણાચાર્ય વગેરેના ભાષ્યો સાથે દયાનદના ભાષ્યોનો તુલનાત્મક અભ્યાસ કર્યો છે ? જો તેમ નથી થઇ શક્યુ તો ગાધીજીએ માત્ર વિલ્સન, મેક્સ મુલરાદિની વિદેશી-વિધર્મી-વ્હેમી દષ્ટિએ સુણ્યોસુણ્યાનો અધકચરો નિર્ણય બાધ્યો છે છતા **મેક્સમુલર** જેવા પણ જીવનભરના અભ્યાસકો વેદના પૂરતા નિર્ણય માટે કેટલી અશકિત બલકે અસભવતા માને છે તે તેના નીચેના લેખપરથી જણાશે.—

"I hold that they [The first European translators ) ought to be decipherers . . If by translation we mean a complete, satisfactory and final translation of the whole of Rig-Veda, I

should feel inclined to go even further than Professor von Roth Not only shall we have to wait till the next century for such a work, but I doubt whether we shall ever obtain it " (The Sacred books of the East vol XXXII p XXXI )

અર્થાત્ " હુ એવા મતનો છુ કે તેઓએ (યુરોપના પહેલા અનુવાદકો) વેદના ગૂઢ ભાવોના સારા વ્યાખ્યાકાર થવુ જોઇએ જો અનુવાદથી આપણે એમ માનતા હોઇએ કે આખા ઋગ્વેદનો સપૂર્ણ, સતોષકારક અને છેવટનો અનુવાદ થઇ ગયો તો હુ પ્રો વોન રોથના કરતાં પણ આગળ વધીને કહી શકુ કે તેવા અનુવાદને માટે આપણે બીજી સદીની રાહ જોવી પડશે એટલુજ નહિ પણ મને શકા છે કે આપણે તેને કદી પહોચી શકશુ નહિ "
( પૂર્વના પવિત્ર ગ્રથો ગ્રથ ૩૨ મો પાનુ ૩૧ મુ )

આગળ ચાલતા ગાંધીજી જેવા એકદમ પૂરતો નિર્ણય કરી દેનારને પણ પ્રો મેકસમૂલર સાવધાન કરે છે—" They (the translations of the Vedas by European Scholars ) have suffered more than anything else from the banefull positivism which has done so much harm in hieroglyphic cuneiform researches " અર્થાત્ " પાશ્ચાત્ય વિદ્વાનોથી થએલા વેદાનુવાદોએ બીજા કોઇના કરતાં અનર્થકારક ચોક્કસપણાની માન્યતાથી ઘણુ જ સહન

કર્યું છે" (પૂર્વના પવિત્ર ગ્રંથો)

"There are whole verses which as yet yield no sense whatever There are words the meaning of wich we can but gness" "કેટલીક એવી આખીને આખી ઋચાઓ છે કે હજુસુધી તેનો જરાપણ ભાવ સમજાતો નથી કેટલાક એવા શબ્દો છે કે જેના અર્થની આપણે કલ્પનાજ કરી શકીએ," (પ્રો મેક્સમુલર)

આટલા પરથી આશા છે કે મહાત્માજી પોતાના baneful positivism (અનર્થકારક પૂરતા નિર્ણય) ને સુધારશે અસ્તુ

હવે, વેદ સર્વજ્ઞાન વિજ્ઞાનાદિ વિદ્યાઓનુ મૂળ છે એ સ્વામી દયાનંદનોજ પ્રથમ સિદ્ધાત નથી સ્વામી શંકરાચાર્યે પણ તેમ માનેલુ છે બ્રહ્મસૂત્રના **शास्त्रयोनित्वात्** (૧-૧-૩) એ સૂત્રપર તેઓ લખે છે –"**महत ऋग्वेदादे शास्त्रस्यानेकविद्यास्थानोपबृंहितस्य प्रदीपवत्सर्वार्थावद्योतिनः सर्वज्ञकल्पस्य योनि कारणं ब्रह्म । नहीदृशस्य शास्त्रस्यर्ग्वेदादिलक्षणस्य सर्वज्ञगुणान्वितस्य सर्वज्ञादन्यत संभवोऽस्ति**"। મહાન ઋગ્વેદ વગેરે શાસ્ત્ર કે જે અનેક વિદ્યાઓનુ કેન્દ્ર-ભંડાર છે, જે દીવાની માફક સર્વ પદાર્થોનુ પ્રકાશક છે, જે સર્વજ્ઞતાથી ભરપૂર છે તેનુ મૂળ કારણ બ્રહ્મ છે આવા સર્વજ્ઞત્વના ગુણોથી ભરપૂર ઋગ્વેદ વગેરે શાસ્ત્રની ઉત્પતિ સર્વજ્ઞ ઇશ્વર સિવાય બીજે શેમાથી હોવા સભવ નથી."

આ પ્રમાણે દયાનંદની માફક શંકર પણ

વેદોને સર્વજ્ઞાન પદાર્થ વિજ્ઞાનાદિ વિદ્યાઓનો ભંડાર માને છે સઘળા ઋષિ મુનિયો અને પૂર્વાચાર્યો તેમજ માનતા આવ્યા છે વિજ્ઞાન મૂલક વેદની સેંકડો શાખાઓ મનાય છે જેમાની કેટલીક કાળે કરીને કે વિધર્મીઓના અત્યાચારોથી નષ્ટ ભ્રષ્ટ થઇ ગઇ છે, કેટલીક મોજૂદ છે અને કેટલીકની શોધ ખોળ થઇ રહી છે—મળી છે હમણાજ ભાવનગરમા ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભરાઇ હતી તે પ્રસંગે શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી કે જે પુરાતત્ત્વ વિદ્યાના મહાન્ શોધક અને શોખીન છે તેણે "પ્રાચીન આર્યોનુ ભૌતિક શાસ્ત્ર" એ વિષય ઉપર એક ઉત્કૃષ્ટ અને નવ પ્રકાશ પાડતો નિબંધ વાચ્યો હતો એ વિષયને લગતા મુખ્ય શાસ્ત્રોના ૫૦—૬૦ નામ અને વર્ણન પણ તેમણે આપેલ છે જેમાના થોડા હુ ટાકુ છુ —

(૧) '**અનુકરણ શબ્દ શાસ્ત્ર**' – નાદના પ્રતિબિંબ અને પડઘાઓનુ પૃથક્કરણ કરી નાદ (Sound) વિષે માહિતી આપે છે (૨) '**શકુનિશાસ્ત્ર**'– પક્ષીઓની બોલીનું જ્ઞાન (૩) **વિષવાદમ્** (૪) **પરકાય પ્રવેશ** (૫) **રત્નપરીક્ષા** (૬) **શક્તિતંત્ર અને સૌદામિની કલા**—વીજળી, ચુંબકત્વ, આકાશ તત્વ તેમજ પૃથ્વીપરના અને આકાશમાના પદાર્થોની છબીઓ કેમ પાડવી, તથા નાદના મોજા વગેરેનુ જ્ઞાન (૭) **અંશુબોધિની**—હવા અને પ્રકાશ લાએ અંતરે પણ એક બીજા સાથે વાતચીત કરી શકાય તેવા યંત્રો આકાશમા અદ્ધર ચાલવાના સાધનો-વિમાનો વગેરેનુ સુંદર જ્ઞાન આમા છે (૮) **કર્ક-મેઘોત્પત્તિ પ્રકરણમ્** (૯) **યંત્ર સર્વસ્વમ**-જુદી જુદી જાતના

ચાળીસ જાતના વિમાનો તેની રચના અને બનાવટ, યન્ત્રો કેમ બનાવવા અને તેમા ફેરફાર કે દુરસ્તી કરવી વગેરેનુ જ્ઞાન (૧૦) **વૈશ્વાનર તન્ત્રમ-** એક સો અઠ્ઠાવીસ જાતના અગ્નિ, તેના વર્ણ, ગરમી વગેરેનુ વર્ણન (૧૧) **ધુમ્ર પ્રકરણમ્** પુરાવાસાથે સાબીત કરે છે કે પ્રાચીન આર્યો જુદી જુદી જાતના ધુમાનુ પૃથકકરણ કરી શકતા, તેની અસર નક્કી કરી શકતા તેમા કઇ જાતનુ ઝેર રહેલુ છે વગેરેનુ વર્ણન (૧૧) **લોહતન્ત્રમ-**ધાતુ અને ખનીજ પદાર્થોની જુદી જુદી જાતની ઉપયોગિતા, શુદ્ધિકરણ અને બનાવટની સમજુતી આપે છે (૧૨) **અકતત્વ-** લહરી—વનસ્પતિશાસ્ત્રનુ સપૂર્ણ જ્ઞાન, તે સિવાય શિલ્પશાસ્ત્ર, સુપશાસ્ત્ર, કલાશાસ્ત્ર, ચિત્રકર્મ, **અર્થશાસ્ત્ર, ખેટસર્વસ્વમ્** (ખગોળ) **ધાતુસર્વ-સ્વમ્, ગજઅશ્વહ્રુદયમ્, વાયુતત્વપ્રકરણમ** વગેરેનો ઉલ્લેખ છે

આ સબધે **શેઠજી** લખે છે – " તે વખતના પશ્ચિમના દેશો કરતા હિદ ઘણુ જ આગળ વધેલુ હતુ એટલુ જ નહિ પરતુ યુરોપીય શોધખોળો પણ કેટલેક અશે હિદુઓની શોધ ખોળોને આભારી છે અને **ભૌતિકશાસ્ત્રના ક્ષેત્રમાં તો કેટલીક બાબતોમાં અત્યારના ભૌતિક શાસ્ત્રો કરતાં પણ પ્રાચીન હિદ આગળ વધેલુ હતુ.**" ધ્યાન રહે કે શેઠશ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજી આર્યસમાજી નથી કે સ્વામી દયાનદના વેદભાષ્યોપર આ નિબધ વાચતા નથી

વળી તે લખે છે —"જે હિદુસ્થાન શિલ્પકળા ચિત્રકળા

અને કોતરકામના અવશેષ રહેલા જુજ નમુનાઓથી પણ અત્યારે સમસ્ત દુનિયાને તેના કળા-કૌશલ્ય માટે આશ્ચર્યમુગ્ધ બનાવી રહ્યુ છે, જે હિંદુસ્તાન તત્વજ્ઞાન, માનસશાસ્ત્ર, અને આત્મવિદ્યાના અગાધ વિષયોમા પણ પારાગત હોવાને માટે અમર કીર્તિ ભોગવી રહેલુ છે, તેજ હિંદુસ્થાનમા જ્યારે તેની સંપત્તિનો સૂર્ય ગગનમંડળ ઉપર ચમત્કાર કરી રહ્યો હતો ત્યારે એવી ભૌતિક વિદ્યા અને સિદ્ધિઓ હતી કે જેનો ખ્યાલ સરખો પણ અર્વાચીન કાળને આવી શકે તેમ નથી " આ પરથી જોઇ શકાય છે કે પ્રાચીન વૈદિક ભારત એટલે કે સર્વ ભૌતિક અને આધ્યાત્મિક સિદ્ધિઓનુ તીર્થક્ષેત્ર પણ ગાંધીજી તો જાણે છે કે ભૌતિકશાસ્ત્ર એટલુ બધુ પશ્ચિમનુ અર્વાચીનજ પાપ છે અને તેથી તેને સ્થાને ભારતની પડતીના મધ્યકાલિક રેંટિયાનીજ ઇશ્વરપૂજા કરાવ-વામા ઉન્નતિની ઇતિશ્રી માની ગયા છે તે દયાનંદના વેદમા વિજ્ઞાનને ક્યાથી માની શકે ? કદાચ ગાંધીજી કહેશે કે ઉપલા અને બીજા ભૌતિકશાસ્ત્રો પહેલા હશે પણ તેથી વેદને શુ લેવા દેવા ? તો જણાવવાનુ કે ઋષિમુનિઓના કોઇ પણ શાસ્ત્રને વાચો તો તેમાથી એકજ વાત નીકળશે કે તે તે શાસ્ત્રનો આધાર વેદ જ છે વેદની શાખાઓ તે વેદ પરકજ ગણાએલી છે, અને વાત પણ બરાબર છે કે મૂળમા હોય તેજ શાખાઓમા આવે અન્યથા **मूलं नास्ति कुतः शाखा ?** બીજી તો કદાચ લોકોને ઓછી ખબર હોય પણ વેદોના ઉપવેદો તો સૌ કોઇ જાણે છે, જે જુદાજુદા ચારે વેદોના જ ખાસ ખાસ

વિદ્યાના વિસ્તાર છે તેઓના નામ – **आयुर्वेद, धनुर्वेद, गान्धर्ववेद** અને **अर्थवेद** એટલે કે Medical science, military science, musical and instrumenpal science and other Physical science મહાત્માજી ! સ્વામિ દયાનંદ આ બધી શાખા, પ્રશાખા અને અંગ, ઉપાંગોના યથાર્થ, ભારતીય સ્વાભાવિક શિક્ષણથી વેદોનુ સ્વરૂપ જોઇ શકયા હતા કે જે જોવાની તમારી કે તમારી પાશ્ચાત્ય ગુરૂવિદ્યાની તાકાત નહતી પ્રો **મેકસમુલર** જેવાને પણ આશ્ચર્યથી કબૂલ કરવુ પડયુ છે કે – ઋગ્વેદ જેના પુરાણા પુસ્તકમા પણ આપણને વિજ્ઞાનની કેટલીક એવી બાબતો મળે છે કે જે આજના જમાનામા પ્રચલિત છે ” ભારતના પ્રાચીન કળાકૌશલ્ય, શિલ્પ, રસાયણ, નૌકાશાસ્ત્ર, ભૂગર્ભવિદ્યા વનસ્પતિશાસ્ત્ર, અને વૈદ્યક વગેરે વિજ્ઞાનના અનેક ગ્રંથો મી સરકાર, મી ચેટરજી, મી બોઝ, મી પાવગી અને મી રોય વગેરે વિદ્વાનોએ લખ્યા છે અને તેઓએ વેદને તે તે વિજ્ઞાનનુ મૂળ ગણેલ છે વેદાર્થ કરવામા વિજ્ઞાનની માહિતી કેટલી જરૂરી છે તેનુ સમર્થન શ્રીયુત **પરમશિવ આયર** તેના “Riks”–ઋચાઓ નામના ગ્રંથમા આ પ્રમાણે કરે છે —

‘ A full and accurate exposition of the Vedas and the Brahmanical literature based on the Vedas will demand the aid of a plastic intellect, scientific imagination, expert knowledge, practical and theoretical, of

Geology, mining, organic chemistry, Agriculture and Astronomy as well as close familiarity with high mountains and petroliferous regions" અર્થાત "વેદો તથા વેદો પર આધાર રાખતા બ્રાહ્મણ ગ્રથોનુ પૂર્ણ અને યથાર્થ વિવરણ કરવામા આવિષ્કારક બુદ્ધિ, વૈજ્ઞાનિક વિચારણા, ભૂગર્ભ, ખનિજ, રસાયણ, કૃષિ અને ખગોળ વગેરે વિદ્યાઓ તેમજ ઉચ્ચ પર્વતે અને મેદાનોનુ અમલી અને સિદ્ધાન્તી પુરુ જ્ઞાન જોઇશે" વેદોના કોશકાર તથા નિરૂક્તિકાર **યાસ્કાચાર્ય** પણ તેજ શૈલીથી વેદાર્થ કરવાનુ સુચવે છે **नैघण्टुक काण्ड** ના **अ०२ २-४ खण्ड** પર ભાષ્ય કરતા શ્રીદેવરાજયજવા લખે છે- **यथा अश्वरोह वैशिष्टया दश्व साधु साधुतर श्च वहाति एवमेते वक्तृवैशिष्टयात्साधून् साधु तरांश्चार्थान्स्रवन्ति तस्मादेतेषु यावन्तो ऽर्था उपपद्येरन् आधिदैवाध्यात्माधियज्ञाश्रया· सर्वएवते योज्याः नात्रापराधोऽस्ति ।**

અથત "જેમ ઘોડેસ્વારની ખુબીથી ઘોડો સુદર વધારે સુદર ચાલે છે તેમ વ્યાખ્યાતાની ખુબીથી આ મત્રો પણ સુદર અને વધારે સુદર અર્થો ઝરે છે એટલા માટે મત્રોમા ભૌતિક આધ્યાત્મિક તથા યાજ્ઞિક જેટલા અર્થો નીકળે તેટલા બધા યોજવા એમા હરકત નથી"

ગાધીજીને એ વાત ખટકી છે કે વર્તમાન જમાનાના વિજ્ઞાન ક્યાનદે વેદોમા કેમ ઘટાડ્યા ? પણ મહાત્માજી ! તેમા દયાનદે તમારી બુદ્ધિનુ ભલે

પણ શિષ્ટ–શાસ્ત્ર બુદ્ધિનુ યત્કિંચિત્ પણ ઉલ્લંઘન કર્યું નથી જુઓ એજ **निरुक्त**ના ભાષ્યકાર અ૦૬ **१-५ खण्ड** ૫૨ લખે છે કે – **देशसमाचार व्यवस्थयापि क्वचिन्मन्त्रार्थो निर्वक्तव्य इत्येतद्नेन प्रदर्शितं भवति।** અર્થાત " દેશ સમાચાર વ્યવસ્થાનુસાર પણ મંત્રાર્થ કરી શકાય " આ રીતે દયાનંદે પૂર્વ આચાર્યપ્રપગને માન આપીનેજ આર્ષ ગ્રથોના નિયમાનુસાર વેદ વ્યાખ્યા કરી છે અને તેની શૈલી ઉપર પ્રમાણો અપાયા છે તેવા વિદ્વાનોથી માન્ય ગણાઇ છે શ્રીયુત લાલા લજપતરાયે પણ દયાનંદના વેદ ભાષ્યને સર્વશ્રેષ્ઠ ગણેલ છે – " All that we claim for Dayanand's translation of the Vedas is that, from the Hindu point of view, it is the best and the most scholarly translation of that ancient book so far given to the public "

(The Aryasamaj chapter V p 98)

" દયાનંદના વેદ ભાષ્ય સબંધે અમે જે કાંઇ દાવો ધરાવીએ છીએ તે એ કે હિંદુ દષ્ટિબિંદુથી અત્યાર સુધી પ્રજાને મળેલા વેદ ભાષ્યોમાં દયાનંદના ભાષ્યો સૌથી ઉત્તમ અને પાંડિત્યપૂર્ણ છે " આ રીતે ગાંધીજીના દયાનંદ પરના ખાસ આક્ષેપોના ઉત્તરો અનુક્રમે અપાયા છે અને તેથી જ ગાંધીજીના વિચારોમાં સર્વાંશે નહિ ને બહુ અંશે પણ ફેરફાર થશે તો ભારતનુ અને તેની સાથે આખા માનવસમાજનુ પણ બહુ શ્રેય થશે કેમકે દયાનંદ અને ગાંધીજી મને

એકજ સૌરાષ્ટ્રના ગ્રહો સુર્ય–ચન્દ્ર રૂપ બન્નેના નામથી અને કામથી વિશ્વ માહિતગાર છે અને બન્નેની વિશ્વને દરકાર છે તેવીજ બન્નેના આચારવિચારના સામ્યની જરૂર છે સૂર્ય ચદ્રના તેજ ભલે નિરનિરાળા હો એકનુ ઉગ્ર અને બીજાનુ શીતળ પણ તેથી પ્રભુના વિધાનમા સૂર્ય તેજની ઉપેક્ષા કે અવગણના કરી પોસાય તેમ છે ? અને તેમ કરવાથી શુ ચદ્રની પોતાની ઇષ્ટસિદ્ધિ સધાય તેમ છે ? કદી નહિ ગાધીજી–ચન્દ્ર ઉંડા વિચાર કરે. દયાનદ સૂર્ય અને તેના કાર્યરૂપ આર્યસમાજ આતપ પર શિરોલ ને મેકડોનલ્ડના "Unrest in India" કે "Awakening of India" જેવા ગ્રથોના અભિપ્રાયનોજ પડઘો પાડવાના સ્થાનમા વ્યાપક નજરે અવલોકન કરે પછી તેને જણાશે કે દયાનદ તથા તેના આર્યસમાજનો ઉદ્દેશ માનવજાતિની એક ધર્મથી, એક ભાવનાથી અને એક આર્યતા–ઇશ્વર પુત્રતા ( **आर्यस्तु इश्वर पुत्र** ) થી એકતા–શાન્તિ સ્થાપવાનો છે માનવ માત્ર વૈદિક આર્યપરિવાર છે કાળે કરીને જુદા પડયા છે પણ પાછા એક જરૂર થશે આ છે ભારતનુ ઉંડુ સ્વપ્ન **इति शम्** ।





# મહારાણીશંકર શર્માની અન્ય કૃતિઓ

## સંધ્યાસ્તવનાંજલિ

આ પુસ્તકમા સંધ્યા—બ્રહ્મોપાસનાનુ સુંદર રહસ્ય ગેય કાવ્યોમા આલેખવામા આવ્યું છે જેને ન્હાના મ્હોટા સૌ કોઇ સહેલાઇથી સમજી શકે છે અને બ્રહ્મનાદમા મસ્ત થઇ શકે છે. આ ઉપરાંત વેદાન્ત—ઉપનિષદ્ વિદ્યાના સારરૂપ બ્રહ્મવાદને લગતાં બીજા પણ ઉત્તમોત્તમ બ્રહ્મકીર્તનો, શ્રુતિગીતિઓ તથા પ્રાચીન અર્વાચીન કવિઓના એકેશ્વરવાદ પરક અન્ય કાવ્યો પણ આમા લેવામા આવ્યા છે સચિત્ર રંગીન પુઠું (મૂલ્ય ૧ રૂપિયો)

## સતી સંગીતાવલિ

સ્ત્રીઓમા સ્વકર્તવ્યનિષ્ઠા, સ્વદેશ—સ્વજાતિ—પ્રેમ તથા શુદ્ધ સ્વતંત્રતા રેડનારા કાવ્યો (મૂલ્ય બાર આના)

## શંકર સંગીતાવલિ

સ્વદેશોન્નતિની ખરી દિશા બતાવનાર, સ્વધર્મ તથા એકેશ્વરમા શુદ્ધ ભક્તિ ઉપજાવનાર, તેમજ સામાજિક સુધારના યુદ્ધમા શૂરવીરતા તથા સત્યનિષ્ઠા આપનાર વીરરસ-પ્રધાન કાવ્યો ( મૂલ્ય દશ આના )